૧૫૦૪

# જોરાવર વિનોદ.

નવ અંકમાં.

રચનાર તથા પ્રસીદ્ધ કરનાર

## અનંતપ્રસાદ વી. ત્રીકમલાલ

રાધનપુરના નવાબસાહેબનો પ્રાઈવેટ સેક્રેટરી.


અમદાવાદમાં

મામાની હવેલી મધ્યે અ૰ યુ૰ પ્રીં૰ અને

જ૰ એ૰ કુંપની "લિમિટેડ"ના પ્રેસમાં

રણછોડલાલ ગંગારામે છાપ્યું.

સંવત ૧૯૩૭. સને ૧૮૮૧.

# પ્રસ્તાવના.

કવિશ્વર દલપતરામજીનો કાવ્ય તરંગ વાંચ્યો ત્યારથી એવા એક ગ્રંથ રચવાની આશા ઊત્પંન થયેલ તે આજ ઈશ્વર કૃપાએ પાર પડી. આ પુસ્તકથી હું એ લખાણની બરાબરી કરતો નથી, કારણ હું કવિઓમાં ખપવા ચાહતો નથી, અને કદાચ ચાહું તો તે નામ ધારણ કરવાને હજી ઘણોજ અનુભવ અને જ્ઞાન જોઈએ. મનમાં આવેલ ઈચ્છા પુરી કરવા, જે સરદારના પ્રતાપથી મારા વડીલે મુખી કારબારીના દરજા સુધી ચઢી પ્રતીષ્ટા મેળવી છે; જે સરદારના ફેજથી મે જુજ જ્ઞાન સંપાદન કરી હાલની જગા મેળવી હજી દીન બદીન ખીદમત બજાવી નભ્યા કરવા ઉમેદ બાંધી છે, તે કદરદાંન સરદારોની વિદ્વતા અને ચતુરાઈનાં વાસ્તવીક વખાંણ પબલીકમાં મુકવા હોંશ થવાથી, અને જે સરદારોએ પોતાની સખાવત રેહેમ દીલી અને ઈનસાફી નજરથી તમામ પ્રજાને સુખી અને ખુશી રાખી છે, તથા જ્ઞાન ચરચા પ્રીય માની વિદ્યાને પુર્ણ આશ્રય આપ્યો છે, તેમનાં શુભ અને મુબારક નામ પ્રસીદ્ધ કરવા ઊત્તમ ધારી આ ગ્રંથ લખી વાંચનારા સાહેબોની શેવામાં મુકુંછું.

મુ૦ રાધનપુર.
શ્રાવણ શુદ ૧૫ સંવત ૧૯૩૭ } ગ્રંથકર્તા.



# जोरावर विनोद.

## પ્રથમ અંક.

હમેશના શીરસ્તા મુજબ શુકરવારને દીવસે રંગમહેલમાં રાધનપુરના નવાબ સાહેબ જોરાવરખાનજી બહાદુર બાબી પોતાના ખાસ અમીરો, મુત્સદીયો, વિદ્વાનો અને કવિયો વિગેરે સહીત બીરાજ્યા હતા, નાના પ્રકારનો હાસ્ય વિનોદ અને જ્ઞાન ચરચા ચાલી રહી હતી તેવામાં કવિયોની સરભરા કરનાર દરોગે આવી જાહેર કર્યું કે શેર બાગના બંગલામાં એક પરદેશી કવિ કાલે આવી ઉતર્યા છે, તેમણે કુરનીશ કરવા આવવા ઇરાદો બતાવ્યાથી આપણા રાજ્યની રીતીથી મેં તેમને વાકીફ કરી સ્પષ્ટ કહ્યું કે વિદ્વાનો, અને અરજદારોને આંહી કોઈ વખત પણ રોક નથી; યથાયોગ્ય માન સન્માનમાં પણ કશો વાંધો આવતો નથી; માટે નિશ્ચિંત પધારો. ત્યારે તેમણે કહ્યું કે– મારો નિયમ છે કે આ દોહરા મુજબ સન્માન થાય તોજ મારે રાજાઓના હજુરમાં જવું પ્રમાણ છે. જ્યાં ગયોછું ત્યાં સરસ્વતિ પ્રતાપે એ મુજબ સન્માન મળેલ છે. માટે તમારી હીંમત ચાલતી હોય અને ખાતરી હોય તો મને સલામ કરાવો. પ્રથમ હજુરમાં અરજ કરી

મનનું સમાધાન કરી લેશો તો ઊચીત છે, કારણ, કદરદાંન ભૂપો પાસે જવામાં કાંઈ વિક્ષેપ નથી આવતો; પરંતુ તેમ નથી હોતું ત્યારે ગુણની કદર ન થાય અને ઊદાસ પાછું આવવું પડે એ સારૂં નહીં. આ વખત તેણે જે દોહરો કર્યો તે આ પ્રમાણે—

દોહરો.

પ્રેમે આજ હજુરમાં, કરવા આવું સલામ;
જો નૃપ મને ઉમંગથી બોલાવે દેઈ નામ. ૧

મતલબ કે જ્યારે સલામ કરવા આવું ત્યારે નામ દઈને બોલાવે એવી માગણી હશે. કારણ સાધારણ રીવાજ છે કે સારો માણસ આવે ત્યારે આવો ફલાંણાભાઈ, એમ નામ દઈ બોલાવવું એ માન આપ્યું સમજાય છે. હવે જેમ હજુરે આજ્ઞા—

અમીર—આ જોતાં આ કવિ માનતંગા હશે એમ સમજાયછે.

હજુર—એ દુહાનો ભાવાર્થ દરોગા તથા તમારા સમજવામાં આવ્યો તેમ નથી. પણ આવી રીતે છેકે—જો નૃપ મને ઉમંગથી બોલાવે ને ઈનામ આપે "બોલાવે દેઈ નામ." એમ નહીં પણ "બોલાવે, દે, ઈનામ" વળી એણે કહ્યું કે એ મુજબ બધે માન્ય મળ્યું છે એ જોતાં કવી વિદ્વાન પણ હશેજ. માટે એને તેડવા ચોપદાર મોકલો.

આ અર્થ સાંભળી તમામ રાજાની તથા કવિની તા-

રીઝ કરવા લાગ્યા. અને થોડીવાર રાહ જોઇ કે તુરત નવો કવિ આવી પહોચ્યો. અને તેણે નીચે મુજબ લખેલી કવિતાવાળો કાગળ ભેટ કર્યો.




સદા રસિક જસ જગતમાં, વધે, જોર, ધન, માન;
લજ્જા રાખે રાંકની, સરસ જોરાવરખાંન. ૨




છપ્પો.

નૃપ સદગુણ ભંડાર, દયાળુ સુનીતી સાગર;
યશવંતા સરદાર, સુઘડ ચંચળ શુભ નાગર;
સદવિદ્યા ચાહનાર, ગરીબની દાઝ વશી ઊર
ન્યાય વિમળ દેનાર, નવાબ પ્રતાપી બહાદુર;
રાજે રાધનપુર તખ્તપર, જોરાવરખાં સરસ નર;
કાપીને પ્રજાનો પુર્ણ ડર, નામ કર્યું જગમાં અમર. ૩

દોહરો ગોમુત્રિકા. ૪

જ્ઞાની શૂરા નરપતિ સુખ કર્તા કુળ ભાન

દાની પૂરા સ્થિર મતી દુખ હર્તા બળવાન

| | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| જ્ઞા | ની | શૂ | રા | ન | ર | પ | તિ | સુ | ખ | ક | ર્તા | કુ | ળ | ભા | ન |
| દા | ની | પૂ | રા | સ્થિ | ર | મ | તી | દુ | ખ | હ | ર્તા | બ | ળ | વા | ન |

અશ્વગતી.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| જ્ઞા | ની | શૂ | રા | ન | ર | પ | તી |
| સુ | ખ | ક | ર્તા | કુ | ળ | ભા | ન |
| દા | ની | પૂ | રા | સ્થિ | ર | મ | તી |
| દુ | ખ | હ | ર્તા | બ | ળ | વા | ન |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| X | જ્ઞા | શૂ | ન | પ | સુ | ક | કુ | ભા |
| X | ની | રા | ર | તી | ખ | ર્તા | ળ | ન |
| X | દા | પૂ | સ્થિ | મ | દુ | હ | બ | વા |

| | | | | |
|---|---|---|---|---|
| જ્ઞા | ની | X | ની | દા |
| શૂ | રા | X | રા | પૂ |
| ન | ર | X | ર | સ્થિ |
| પ | તી | X | તી | મ |
| સુ | ખ | X | ખ | દુ |
| ક | ર્તા | X | ર્તા | હ |
| કુ | ળ | X | ળ | બ |
| ભા | ન | X | ન | વા |

કપાટ.

### દોહરો.

જ્ઞાની શૂરા નરપતિ, સુખ કર્તા કુળ ભાન;

દાની પૂરા સ્થિર મતી, દુખ હર્તા બળવાન. ૪



સવૈઓ.

રાધિકાપૂરી તણા મહારાજ ધીમંત શ્રીમંત રેહા સુખકારક;
જ્ઞાની પ્રવિણ નીવાજ-ગરીબન, પૂરન શૂભ મહા ડર ટારક;
તતપર કામ કરે વિર સૂજ્ઞનું સૂંદિર રાજતણા શુભ તારક;
જગતે રેહે સુખ ધર્મ અનંત અચુક સુકર્મ નિવાર વિકારક. ૫

મોડીપ્રબંધ.




સવૈયો.

વારન તું કીરતાર કરીશ બ્યથા દીલની દુઃખડાં હરવા;
વાર હજાર કહું નૃપતિ બહુ આયુષવાન ગુણી કરવા;
વાર કરો નહીં લુણહરામી કુભાન્ડી કુચાલીનેં દ્યો મરવા;
વારમવાર ચહું ભૂપતી તન રોગથી નિત્ય રહો નરવા. ૬




સવૈયો.

રાજવધો સુખસાજ વધો શુભનામ વધો દીનદીન અતિશય;
સંપ વધો ચિત જંપ વધો વળી ગામ વધો દીનદીન અતિશય;
દામવધો શુભ કામ વીશે બહુ હામ વધો દીનદીન અતિશય
આયુષનેં યશ આપતણા ગુણગ્રામ વધો દીનદીન અતિશય.૭

ગતાગત




નવા સજનો અને રો' તમદાસ, સદામત રો'ને અનો જસવાન,
નજાય મતીનેં સૂરે થર થાય, યથારથ રે' સુનેતીમય જાન;
નદાન રીપૂ નધરા મહીં રહે, હે! રહીમ રાધનપૂરિ નદાન,
નવાબી ખૂશી ખુરમી રો'ખસુસ, સસુખ રો'મીર ખુશી ખુબીવાન.;

હજુર—આ ગતાગતનો અરથ સહુના સમજવામાં આવે તેમ કરો.

કવી—નવા સજનો આપના નોકરો બન્યા રહો, આપ હમેશ (સદામત) રેહોને જસવાન થાઓ, આપની બુદ્ધિ હમેશ રેહોને યુદ્ધમાં તે સ્થિર રહો, અને આપનો આત્મા સુનેતી-એટલે સારા અને જેનો છેડો નથી એવા (પ્રભુ) તેમય રહો, (ઈશ્વરમાં ધ્યાન રહો) આપના દુશ્મનો નદાન એટલે નિશ્ચય પ્રથ્વીપર ન રહો ને હે રહીમ? રાધનપુર નીશ્ચય રહો. આપની નવાબી ખુશી અને ખુરમીવાળી રહો, અને આપ મીર, એટલે અમીર ખુશી અને ખુબીવાન સુખસાથે રહો-આ આશીરવાદ છે.

રાજકવી—વાહ કવિરાજ, ધન્ય છે તમારી કવીત શક્તિને.

કારબારી—કવિજી પ્રથમ તમે આ પ્રાંત કદીજોયો હતોકેનહીં?

કવી—ના સાહેબ. આ તરફ પહેલાં હું કદી આવેલ નથી.

ગઢવી—આ તરફ જોવા લાયક છે પણ શું?

કારબારી—વાહ! રાધનપુર, સમી, મુજપુર, એ મહાલો જોવા લાયક છે. આપણા અંદાતાજી નીરખવા યોગ્યછે અને કુલ રાજ જોવા લાયક છે એમ કેમ કહેવાય કે શું જોવા જેવું છે?

કવી— ઉપેન્દ્રવજ્રા છંદ.

દીને શમી રાંધનપુરજોજી, સુમોજપુરે નૃપ મ્હાલજોજી;

નીહાલ જોરાવર સુખદાઈ, નિશ્ચીંત રે'જો કુલરાજ ભાઈ. ૯

રાજ્યકવી—વાહ! પ્રધાનજીના મોંમાંથી જે શબ્દો નીકળ્યા તે બધાનો તુરત છંદ બનાવ્યો. એનું નામ તે કવિતા કરવી.

કારભારી—બરોબર છે. એ ચાર ઘડી માથાફોડ કરીને યા છેકાછેકી કરીને માંડ એક છંદ બનાવે એ કવિતા કરી ન કહેવાય.

ગઢવી—કોઈનું કહેલું કહેવાથી સભામાં ચાલેલ વાત દોરાય છે એટલે સ્વાદહીન લાગેછે. કવિએ તો હમેશાં મનના ઉભરા ખોલવા જોઇએ.

કવી—મારૂં બોલવું આપને પસંદ ન પડ્યું હોય તો તેમાં આપની બુદ્ધિનો દોષ છે. કારણ હું કોઇને નાપસંદ આવે એવું બોલતો નથી.

ગઢવી—મારી બુદ્ધિનો દોષ શાનો! કોઈનું કહેલું કહેવું એ કવીને છાજે નહીં.

કવી—બુદ્ધિનો દોષ એટલા સારૂ કે મારૂં કહેવું આપ સમજ્યા નહીં. મેં કોઈનુ કહેલ કહ્યુંજ નથી. આવ્યો ત્યારથી હજુર સાહેબને આશીષની કવિતા કહુંછું તેમાં આ એક છંદ કહેવો રહી ગયેલ તે કહ્યો.

ગઢવી—એનો અર્થ તો એવો થાયછે કે તું દહાડે સમી રાધનપુર જો, સારો મુજપુર નામનો રાજાજીનો મહાલજો, સુખદાતા જોરાવર ખાંનજીને નીહાળ ને.હે ભાઈ! તું

નિશ્ચીંતપણે આખું રાજ જો—કહો એમાં શું આ-
શીષ વંચન છે?

કવી—અર્થ કરવામાંજ તમે ભૂલોછો. દીન એટલે ગરીબ
તેનો જે ઇશ તે દીનેશ એવા મીરાં સાહેબ તે ધન
પુરજો. અને સુ, એટલે સારી મોજના પુરમાં નૃપ
મ્હાલજો. જોરાવરખાનજી ન્યાલ અને સુખદાતા,
અને આખું રાજ નીશ્ચીંતપણે રહેજો. એવા અર્થછે.

ઉપરનો છંદ તથા કવિતાઓનાં ચિત્ર વાંચી તથા ગઢવી
સાથેની વાતચીત ઉપરથી દરબારે પ્રસંન થઈ કવિને
સારો શીરપાવ આપ્યો અને તમામ સભા તેમનાં વખાણ
કરવા લાગી એટલે દરોગો બોલી ઉઠ્યો—

દરોગો—કેમ કવિરાજ હવે મારી શરત પુરી પડી.

કવી—મેં કાંઈ દરબાર સાહેબને કહેવા નહોતું પુછ્યું. એતો
સહજ હાસ્યવિનોદ હતો; દરબારનું નામ કાંઈ છાનું
અથવા તેમનો કવિતાનો શોક કાંઈ મારા જાણ્યા
બહાર નહોતો.

દરોગો—પ્રધાનજી! મેં એમને કહ્યું હતું કે તમે રાજાજીને
નીરખશો તો જરૂર એમના મેળાપથી ખુશ થશો
અને તમારૂં નામ થશે.

એકઅમીર—કવિજી, દરોગે કહ્યું એ મતલબની કવિતા બોલશો.

કવી— દોહરો.

નીરખે'તું "જોરાવ"ને તો તો નિશ્ચય જે'ર;

મળાપ કીધે એમનો, નામ થાય શુભ પેર. ૧૦

અમીર—વાહ! બરોબર!

ગઢવી—એ દોહરો આપણાજ સરકાર સાહેબ માટે છે એમ કેમ કહેવાય! એમાં "રાવ" શબ્દ આવેછે એટલે કદાચ જુનો કચ્છના રાવસાહેબનો પણ હોય.

કવી—એ દોહરો અમુક રાવને માટે નહીં પણ આપણા હજુર સાહેબને માટેજ કહેલ છે.

ગઢવી—શી રીતે ખાતરી થાય? માહિ કાંઈ નામ ઠામ નથી.

કવિ—માત્ર સરકાર સાહેબના નામ સારૂજ એ દોહરો છે, આવી રીતે કે તું "જોરાવ" એ શબ્દ દૂખે તો તે સાથે નકી "ર" લે કારણ કે એમનો એટલે "જોરાવ" ને "ર" નો મળાપ કર્યાથી "જોરાવર" નામ બને છે. કેમ સાહેબ હવે ખાતરી થઈ?

હજુર—ગઢવી તમે હવે ચુપ બેસો, કવીજી, કોઈ રજવાડાની વાત ચલાવો.

કવી—નામ ઠામ કહેવું દુરસ્ત નથી પણ એક શહેરમાં મારો મીત્ર "મહેતાજી" હતો તેને હું મળવા ગયો ત્યારે તેણે કહ્યું કે "ભાઈ આજ કાલ રાજમાં અંધેર બહુ ચાલેછે, દીવાનનું એટલું બધું પ્રબળ છે કે તેને મળ્યા-વિના દરબારથી મળાય નહીં, એની નજર હેઠે નીકળ્યા શિવાય દરબાર પાસે કોઈ કાગળ જાય નહીં, દરેક કામમાં એ ફાવેછે તેમ કરેછે. બીચારી પ્રજા અ-

ન્યાયથી પીડાયછે પણ પુકાર કોની પાસે કરે? મને ભય લાગેછે આનું પરીણામ સારૂં નહીં આવે; તેમ કોઈ એવા હીંમતવાન નથી કે દરબાર ને રૂબરૂ સમજ પાડે; તમે કવી પરોપકારી કહેવાઓ ને પ્રજાના કલ્યાણ અર્થે યત્ન ન કરો તો તમારૂં આ શહેરમાં આવવું પ્રજા શી રીતે જાણશે" આવી રીતની હકીકત સાંભળી મારી વૃતી પ્રજાહીત કરવા તરફ ખેંચાઈ પ્રથમ ત્યાંના દીવાનનેજ મળ્યો તેનાં પુષ્કળ વખાણ કરી કહ્યું કે મારે રાજાજીને મળવું છે તથા પ્રજા તમારે માટે જે ખોટી બુમો ઉડાડે છે તેથી દરબારના દીલમાં જે શક ઉત્પન થયેલ તે દુર કરવી છે. જુઓ એટલા સારૂતો મે આ દોહરો કરી રાખ્યો છે.

## દોહરો.

રાજમાન પુરૂષો રૂડા, છે તમપુરમાં રાય;
પામેછે તેથી પ્રજા, ન્યાય ન થાય અન્યાય. ૧૧

એનો અર્થ કરી બતાવ્યો કે હે રાય! આપના પુરમાં સારા રાજમાન પુરૂષો છે તેથી પ્રજા ન્યાય પામેછે અને અન્યાય થતો નથી. આ વીગેરે વાતચીત થવાથી દીવાનજી ખૂબ રાજી થયા. મારે માટે દરબાર પાસે વખાણ કર્યાં ને કહ્યું કે કવી રાસ્ત ગોફતારછે માટે ફુરસદને વખતે બોલાવજો બેત્રણ દીવસ બાદ દરબારને ફુરસદ મળવાથી

મને બોલાવ્યો ત્યાં દીવાનજી નહોતા અને ખાસ મંડળી બેઠી હતી તેથી મેં દરબાર પાસે ઉપરનો દોહરો કહ્યો.

ગઢવી—ત્યારે તમે રાજા પાસે ખોટું બોલી રૈયતના હકમાં પણ નુકસાન કર્યું.

કવી—ઉતાવળા ન થાઓ મેં ત્યાં એ દોહરો નીચે મુજબ કહ્યો.

રાજમાં ન પુરૂષો રૂડા, છે તમ પુરમાં રાય;
પામેછે તેથી પ્રજા, ન્યાય ન, થાય અન્યાય. ૧૨

એટલે હે રાજા! શેહેરમાં તમ એટલે અંધેર.છે રાજમાં કોઈ રૂડા પુરૂષો નથી તેથી રૈયત ન્યાય નથી પામતી ને અન્યાય થાય છે. દરબાર આ દોહરો સાંભળી સ્તબ્ધ થયા ને છેવટ તેમણે એ સંબંધી કાંઈ પણ પરોક્ષ તજવીજ કરવાને બદલે દીવાનજીનેજ વાત કહી દીધી. આથી દીવાન મારા ઉપર ઘણો ચીરડાયો, પણ હું પરદેશી એટલે કરે શું! મને પણ પ્રજાની દાઝથી ગુસ્સો આવ્યો ને મારો દોહરો ધારેલ ધારણામાં કાંઈ અસર કારક ન થાય એ ખોટું, એમ ધારી એજ દુહો ત્યાંના પોલેટીકલને મારી તરફથી લખી મોકલ્યો—

ગઢવી—તો પણ તમે ભૂલ કરી દરબાર અંધેરમાં પડેલ એ ખબર ન આપી.

કવી—ત્યાં એ દોહરાનો અર્થ આ પ્રમાણે લખ્યો કે રાજમાં સારા માણસો નથી રાજા પોતે અંધારાના પૂરમાં છે તેથી પ્રજા ન્યાય નથી પામતી ને આન્યાય થાયછે. બાદ

શું થયું એ કાંઈ ખબર નથી.

કારબારી—અસલના વખતમાં જબરો તે રીતે એમ હતું પણ હાલ તો બહુ તરેહવાર અને સંભાળીને ચાલવાનો વખત છે.

અમીર—કવીજી અસલનાને ચાલતા સમય વીશે કાંઈક બોલો.

કવી— દોહરો.

બંને બાજુ રાવને, હોય ક્રમે ક્રમ જોર;
તો તેની સામે અરી, નાસે લુચ્ચા ચોર. ૧૨

અસલના વખતમાં ભૂપને બંને બાજુ ક્રમવાર લશ્કરનું જોર હોય તો તેની સામે ચાહે તેવા લુચ્ચા ચોરટા કે દુશ્મન હોય પણ તે હારે એમ હતું. ને હાલના વખતને પણ એજ દોહરો લાગુ પડેછે.

ગઢવી—(હશીને) વાહવાહ! હજી તમારે મન એનોએ જમાનો ચાલેછે કે! હવે બંને બાજુનું જોર શું કામ આવે? કોનાથી લડાઈ કરે?

કવી—હાલના વખતને એ દોહરો એવી રીતે લાગુ પડેછે કે, રાજાની જમણી બાજુએ અમીરો શાણા અને સારી સલાહ આપનારાનું અને ડાબી બાજુ કારોબારીઓ નીતીવાળા તથા ખબરદારનું જોર હોય એમ બંને બાજુએ ક્રમવાર મદદ હોય તો રાજની સામે કોઈ લુચ્ચા કે ચોરટા રાજના દુશ્મન બને તોપણ ફાવે નહીં, ને આખર નાસે.

ગઢવી—આપણા દરબાર સાહેબ માટે તમારો શો મત છે ?
કવી—આપણા હજુર સાહેબ માટે તો આ દોહરો બનાવ્યોજછે.
ગઢવી—વળી શી રીતે.
કવી—"રાવ" શબ્દની બંને બાજુએ "જોર" એ ક્રમવાર, એટલે "રાવના પહેલાં "જો" ને પછી "ર" હોય, તો એટલે "જોરાવર" હોય ત્યાં તેમની સામે લુચ્ચા ચોરટા દુશ્મનો નાશી જાય. "જોરાવર" એટલે આપણા દરબાર.
હજુર—એનો સાધારણ અર્થ છેકે જોરાવર એટલે "હરકોઇ" બળીયાની સામે તેના અરી લુચ્ચા કે ચોર નાસેછે. જબરો ઝીતે એ એનો ભાવાર્થ છે.

(સભાનો વખત થઈ જવાથી બરખાસ્ત થાયછે એટલે કવી પોતાને ઉતારે જાયછે.)

---

# અંક બીજો.

---

રાબેતા મુજબ દરબારમાં કચેરી ભરાએલી હતી. સારા સારા સામંતો અને કારબારીઓ, પંડીતો તથા કવીઓ બીરાજેલા હતા. નવો કવી પણ સારા સનમાનથી સભામાં બેઠો બેઠો અનેકાર્થથી આનંદ કરી રહ્યો હતો. નાના પ્રકારના વિષયો ચરચાઈ રહ્યા હતા તેવામાં એક પરદેશી

ઝવેરી કેટલાક કીમતી સુનાના તથા જડાવ દાગીના લઈ આવ્યો. પોતાના દાગીનાની પેટી ખોલી દાગીના બતાવવા લાગ્યો એવામાં એક અમીર બોલી ઉઠ્યો.

અમીર—ઝવેરાતની કીંમતમાં કઇક વખત ભલભલા ભૂલ ખાયછે.

હજુર—(એક વીંટી ઉચકીને) કહો આની શું કીમત હશે?

અમીર—(ઘણીવાર ધારીને જોયાપછી) દસવીસ રૂપીયા. માંહે નંગ તો ફકત પુખરાજ છે. જરા તેજદાર છે. એટલે ભભક હીરા જેવી મારેછે.

હજુર—(હશીને) એની કીંમત ઓછામાં ઓછા બસેં રૂપીયા હશે.

ઝવેરી—બરોબર ફરમાવો છો ખુદાવાંદ.

આ ઉપરથી અમીરે પોતાની પાસે બેઠેલ કવી તરફ જોયું ત્યાં બીજા અમીરે કવીને કહ્યું કે—કવીજી તમે પાસે બેઠાછો, અંગુઠી જુઓછો ને આવી ભૂલ કેમ થવા દીધી?

કવી—એ ભાઈ તથા હજુરનો એકમત છે.

**દોહરો.**

નૃપતિએ સાચું કહ્યું, સાચું કહે એ ભ્રાત;
દસ વીશ રૂપીયા મુલની, અંગુઠી સાક્ષાત. ૧૩

અમીર—દરબાર સાહેબે ક્યાં દસવીસ રૂપીયાની કીંમતકરીછે.

કવી—ત્યારે કેટલી કીમત કહી?

અમીર—બસેંહ રૂપીયા.

કવી—બરોબર, એકવીસ, બેવીસ, ચાર વીસ, તેમ દસવીસ એટલે બસેહ. એમણે તો ચતુરાઈ કરી ભરમમાં કહ્યું.

હજુર સાહેબ તમામ દાગીના તપાસવા લાગ્યા; કીંમતની પુછ પાછ થતાં કાંક વધારે કીમત થવા લાગ્યાનું સહુના સમજવામાં આવ્યું, તેથી ઝવેરી પાસે બેઠેલ એક કવિ બોલી ઊઠચો.

## દોહરો.

જે જે ચીજો આ જગે, પસંદ હોયે ચિત્ત;
ખરીદવા કહું હજુરને, તે લઈ ભોગવો નિત્ય. ૧૪

ગઢવી—કવિરાજ. તમારે કેમ આ ઝવેરીની સીફારશ કરવી પડી? કાંઈ ઓળખાણ પીછાણ છે શું?

કવી—મેં સીફારશનો દોહરો કહ્યોજ નથી.

ગઢવી—આ દોહરાનો સાફ અર્થ છેકે—આ જગ્યાએ જે જે ચીજો પડી છે તે આપને ખરીદવા કહુંછું માટે ખરીદીને હમેશ ઉપભોગમાં લ્યો.

વી—એતો આશીરવાદ છેકે, આ જગે એટલે આ જગતમાં જે જે ચીજો આપને પસંદ હોય તે લઇને હમેશ ભોગવો એવી ખરી દવા એટલે આશીરવાદ હું હજુરને કહુંછું.

એક સાદી સોનાની વીંટી પડી હતી તે કવીની વાસે ઉભેલ ખીદમતગારે ઉપાડીને ઝવેરીને તેની કીમત પુછી; ત્યારે તેણે નવ રૂપીયા કહ્યા. ફરી તોલ પુછ્યો કે એક ગ-

દીઆંણા તોલમાં હશે? ઝવેરીએ ઉતર દીધો, કે તોલમાં તો થોડી છે પણ ઘાટના પૈસા છે. આ ઉપરથી તેણે કવીના કાનમાં કહ્યું કે સરકાર સાહેબ અપાવે તો લઊં.

હજુર—એ શું કહેછે કવીજી?

ખીદમતગાર—(ધીમેથી) બધા સાંભળે એમ તાણીને કહેશો માં.

કવી— **દોહરો.**

ખરીદવા મરજી ઘણી, નવ રૂપૈયા પાસ;
પણ નગદીઆણા તોલે, એ છે ખામી ખાસ. ૧૫

હજુર—બહુ સારી વાત. તમે શીફારસ કરી માટે અપાવવી જોઇએ.

ગઢવી—ખાવીંદ! એમણે કયાં સીપારસ કરીછે? એમણે તો કહ્યું કે લેવાની મરજી ઘણી છે તેમ પાસે નવ રૂપીયા છે પણ ગદીઆંણા તોલમાં નથી એ ખાસ ખામીછે.

હજુર—કવીજી તમારા દુહાનો અર્થ આમને સમજાવો.

કવી—કદાચ હજુરની અપાવવા મરજી ન હોય તો એ બીચારો શરમંદો થાય માટે મરમમાં કહ્યું કે ખરીદવા ઘણી મરજી છે તેમ પાસે રૂપીયા નવ એટલે નથી માટે આપ નગદી આંણા તો એ લે. એ ખામી છે. નગદીની છે.

હીરો—કવીજી પૈસાવિના કશું ન બને હે?

કવી— **દોહરો.**

કરે મજા જગમાં હીરા, ધનપુર જેને ઘેર;
મન માન્યાં પામે સુખો, થાયે લીલા લ્હેર. ૧૬

ગઢવી—કેમ કવીજી બધા દોહરાના બેબે અર્થ ઘેરથી બનાવી બનાવીને આંહીં વિદ્વતા બતાવોછો ત્યારે આ દોહરાનો કાંઈ બીજો અર્થ કરી શકો એમછો?

કારબારી—ગઢવી, તમેતો અજાયબ જેવા છો એ ક્યારે દાવો કરેછે કે તમામ દોહરાના દ્વીઅર્થજ થાયછે.

કવી—લ્યોને ગઢવીને સંતોષ પમાડું, બીજો અર્થ આ પ્રમાણે કે "કરે મજા જગ માંહી રાધનપુર જેને ઘેર" એટલે જેને ઘેર રાધનપુર છે તે એટલે હજુર સાહેબ જગમાં મજા કરે, મનમાન્યાં સુખો પામે; મેને લીલાલ્હેર થાય. આ આશીરવાદ છે.

ગઢવી—રાજ્યકવી, આપ દાગીના ખરીદો.

રાજકવી—આવા દાગીના ખરીદવા એતો શ્રીમંતોનાં કામ છે મારૂં શું ગજું?

ગઢવી—તમારા ઉપર હજુરની નજર છે પછી વળી ગજું તે કેવડું હોતું હશે?

કવી— **દોહરો.**

નજર હોય તો શું કરૂં, રાત દીવસ અફસોસ;
ધારી ચીજ ન સાંપડે, નસીબ કેરો દોષ. ૧૭

અમીર—કવીજી તમારા ઉપર દરબારના ચારે હાથ છે ને

આમ કેમ બોલોછો ?

કવી—ન એટલે નહી ને જર એટલે દ્રવ્ય, મતલબ જર ન હોય તો પછી હું શું કરૂં ? રાત દીવસ અફસોસ કરૂં પણ ધારી ચીજ જેમકે આ વખત દાગીના સાંપડે નહીં ત્યારે તેમાં પ્રારબ્ધનો દોષ, મોટો શ્રીમંત નથી થયો એમાં બીજા કોનો વાંક કાહું ?

ગઢવી—કવિરાજ દ્રવ્યની તારીફ વીશે બોલો ?

કારબારી—ધણી ખંમા દરબારને, દરબારની તારીફ બોલો એટલે દ્રવ્યજ દ્રવ્ય.

કવી— દોહરો.

ધંન જોરાવર દુખહર, ધન જનરંજનકાર;
ધન જયકર ધન પીડહર, ધન સુખના ભંડાર. ૧૮

ગઢવી—જુઓ પ્રધાનજી મારૂં કહ્યું કર્યું કે ધન જોરાવર છે, દુખહરછે, ધન જયકરનાર, ધન પીડ હરનાર, અને ધનસુખના ભંડાર છે.

કવી—મેંતો કારબારીજીના કહ્યા પ્રમાણે હજુરનાં વખાણ કર્યા કે હે જોરાવરખાન દુખના હરનાર, જન મનરંજનકાર, જયકર, પરપીડ હર અને સુખના ભંડાર તમને ધન્ય છે.

થોડીવાર બાદ હજુરે કેટલાક દાગીના પસંદ કર્યા પણ કીંમતમાં વાંધો આવ્યો. ઝવેરી જેનું નામ સદારામ હતું તે મોહે ઘણું મીઠું બોલે પણ કીંમત ડોઢી કરે. આથી

કારભારીએ ઘભરાઈ કવીના કાનમાં હજુર આલીને એ-
તવવા ઈશારો કરવા કરવા કહ્યું.

હજુર—કવીજી નીતીવીશે કાંઈ બોલો.

નવોકવી— દોહરો.

સદા ઝવેરીના ભલા, વદવા પરનવ રીઝ;
નીજકામે સાવધ રહી, કદી ન કરવી પતીજ. ૧૯

ગઢવી—અંદાતા, કવિરાજનું કહેવું એમછે કે આ સદા ઝવેરીના ભલા વદવાપર આપ રીઝી ભોળવાશો નહીં અને આપના કામમાં સાવધ રહીને કદી પતીજ એટલે એતબાર ન કરવો જોઈએ.

કારભારી—ગઢવી તમે ભૂલોછો એમણે તો કહ્યુ સદા એટલે હમેશ, ઝવેરી ના ભલા એટલે ઝવેરી ભલા નથી હોતા યાને માંહે વખતે લુચ્ચા લોકો પણ આવેછે, માટે તેમના બોલવાપર ખુશ થઈ વિશ્વાશ ન કરવો અને પોતાના કામમાં ખબરદાર રહેવું; બાકી વેપારી પોતાનો માલ ખપાવવા અને નફો મેળવવા ગમે તેમ બોલે એમાં કાંઈ હરકત નહીં.

નવોકવી—જીસાહેબ મેંતો હજુર આજ્ઞા મુજબ નીતી વીશે દોહરો કહ્યો કે "સદાજ વેરીના ભલા વદવાપર નવ રીઝ" એટલે દાઝ રાખે એવા દુશ્મનના ભલા વદવાપર રાચવું નહીં અને પોતાના કામમાં સા-વચેત રહેવું તેમ તેમને કદી વીપતી પણ ન કર

એટલે તેમને બનતાંસુધી દુઃખ પણ ન દેવું એ અર્થ છે.

ઝવેરીના દાગીના પસંદ થઈ કીંમત ઠરી લેવાય છે ને દરબાર બરખાસ્ત થાયછે.

---

## અંક ત્રીજો.

---

હમેશના રીવાજ પ્રમાણે કવીયોને હજુરમાં જવાનો વખત થયો, એક પછી એક એમ કવીઓ દરબારમાં આવવા લાગ્યા આ વખત રાજ્યના ગવૈયાઓ સુંદીર સ્વરે અને ઉત્તમ સાજ વડે ગાયન કરી રહ્યા હતા. રાજ્ય કવીને આ ગવૈઆ સાથે ચોટ હતી તેમ હજુરે સાહેબ તથા કેટલાક નવાકવી વીગેરેને સંગીત શાસ્ત્રનું ज्ञान અને રાગ રાગણીની પીછાન તથા સુર સુરવટનું ધ્યાન હોવાથી એ વિદ્યાને સારી પેઠે ચ્હાતા હતા. થોડીવાર ગાયન થઈ રહ્યા બાદ હજુરે રાજ્ય કવીને આજના ગાયન વિષે પોતાનો અભિપ્રાય આપવા ફરમાવ્યું ત્યારે તેણે કેટલીક ગુમનીંદા અને ખામીયો બતાવી ગવૈઆઓ તરફ નીહાળીને કહ્યું કે.

**સોરઠો.**

ગા ન તાન પદ રાગ, લેસ ન માન રૂડી જગે;
ગાય કજન દુરભાગ્ય, પ્રેમ થકી કો નવ સુણે. ૨૦

આ સાંભળી મુખ્ય ગવૈએ બોલી ઉઠ્યો કે બાપજી આતો કહેછે કે તું તાન, પદ, અને રાગ ન ગા. એથી સારી જગે જરાએ માન નથી જ્યારે તારા જેવા કજન એટલે ખોટા માણસ અને તે દુર્ભાગી ગાય ત્યારે તો કોઈ પ્રેમથી સાંભળે નહીં. આવી જગમોહક વિદ્યા જેને માણસ તો શું પણ હેવાન પણ ચાહેછે તેનો ધિક્કાર થતો જોઇશું કોઈ પક્ષ નહીં કરે ?

નવોકવી—મારો મત એ સોરઠા પ્રમાણેજ છે અને હું તો એ સોરઠો સ્વીકારૂં છું.

ગઢવી—ખુદાવીંદ આતો ભરેંસાની ભેંશે પાડો જણ્યો.

હજુર—એમ હોય નહીં કવીજી તમે એ સોરઠો કેવી રીતે સ્વીકાર્યો.

કવી— **સોરઠો.**

ગાન તાન પદ રાગ, લે સનમાન રૂડી જગે;
ગાયક જન દુર ભાગ, પ્રેમ થકી કો નવ સુણે.

એટલે ગાન, તાન, પદ, રાગ, આદીતો સારી જગ્યાએ સનમાન અપાવે એવાં છે; પણ જ્યાં પ્રેમથી કોઈ સાંભળનાર ન હોય ત્યાંથી ગાયકજન એટલે ગાયન કરનાર માણસે દુર ભાગવું જોઈએ.

ગઢવી—વાહવાહ ! બહુ સરસ વાત. કેમ રાજ્યકવી હવે શું બોલોછો ? તમારૂં કહેલુંજ તમને નડ્યું.

રાજકવી—મધુર ઝીણા સ્વરવાળાઓનું ગાયન અલબત સારૂં

લાગે પણ આ લોકોનો અવાજ કઠોર છે એટલે હજુર સાહેબ તો જુના જાણી પરવરશ કરેછે, પણ બીજે ગયા હોય તો એક પાંદડુંએ ન મળે.

### દોહરો.

કઠોર આવાજે કદી, જો તું ગાઇશ તાન;
વાજું નહીં વખણાય ને, મળે ન એકે પાન. ૨૧

અમીર—પુરપનો સ્વર ઝીણો ભાગ્યેજ હોય તેમ એથી ખૂબીદાર મોટા રાગ રાગણીઓના સુર સારા ભરાતા નથી; સાદ તો ભર્યો હોય એટલે બસ.

રાજકવી—ખરે તમને સ્વર ગમતેવો લાગતો હશે. કપાળે કપાળે જુદી મતીછે, મેંતો કહ્યું આ કઠોર વાજાએ કદી તું ગાઇશ તો એ વાજું નહીં વખણાય, ને તને એક પતુંએ નહીં મળે. સ્વર સારો લખતા હો તો વાજું કઠોર છે.

ગઢવી—કેમ નવા કવી તમારૂં આ બાબત શું કહેવું છે?

નવોકવી—મારો મત પણ એજ દોહરો આ ગવૈયાઓને કહેવાનો છે.

ગઢવી—શીરીતે ભલા!

નવોકવી—ગવૈઆએ એ દોહરાનો અર્થ આ પ્રમાણે સમજવો કે આ વાજા સાથે જો તું ક એટલે ખોટે અને ઠાર, ઠેકાણે, મતલબ કે જ્યાં કદર ન થઈ શકે ત્યાં તાંન ગાઇશ તો આ સુંદર વાજું પણ નહી વખ-

ણાય ને તારી પણ કદર નહીં થાય;સારાંછકે ગવૈઆ તથા વાજું બંને સારાંછે પણ કદરદાનોની પાસે. બીજે કઠોર નહીં.

થોડીવાર બાદ શહેરના એક સારા શ્રીમંત શાહુકારનો જવાન પુત્ર પોતાના મુનીમ સમેત આવી સલામ કરી બેસેછે એવામાં એક જુનો અમીર બોલી ઉઠેછે—

અમીર—અંદાતાજી આ શેઠના બાપ કેવા ભલા ને ઈજતદાર તથા નીતીવાળા હતા કે કાંઈ વાત નહીં; પણ આ નાના શેઠને માટે લોકોનો સારો મત નથી. ઘણું દ્રવ્ય છે, વાડીયો છે, સમૃદ્ધિ છે, પણ નીતી નહીં રાખે તો બધું ધૂળધાણી થશે. કાંક માણસો માં કહેવાથી ચાનક લાગે એમ જાણી આજ હજુરમાં કહુંછું. ખાનગી કહીને તો થાક્યો.

હજુર—કવીજી એને નીતી વીશ બે અક્ષર કહો.

ગઢવી—ભણતાંજ નહીં આવડતું હોય ત્યાં બોધ શું અસર કરે.

મુનીમ—નાજી લખતાં વાંચતાં સારી રીતે જાણેછે.

હજુર—કવીજી કાંક લખાવો.

નવોકવી—શેઠ લ્યો લખો પણ ઠેરો તમારૂં મન કચવાતું તો નથી. સહુના દેખતાં કહુંછું કે લખવાની ખુશી હોયતો લખો.

શેઠ—તમે તમારે બોલો જે લખાવો તે લખું

નવોકવી—લખો આ દોહરો.

મતી અનીતીપર શી દે, તું રોક મેલી લાજ;
તાત માન અમર વડો, માફ તે આપે આજ. ૨૨

શેઠ લખી રહેછે એટલે કવી નીચે તારીખ નંખાવેછે. તથા સહી કરાવેછે અને તે સહી કરી રહેછે એટલે પુછ્યું કે—કેમ આ તમેજ લખ્યું છે કે?

શેઠ—જી હા. જુઓ માંહે કાંઈ ફરક નથી.

કવી—જુઓ એમ ન કહેશો કે તમે શીખવીને લખાવ્યું. તમારી સ્વતંત્ર ઈચ્છાથી લખ્યું છે મુનીમ વાંચી જુઓ. પછી દરબાર સાહેબ વાંચે ને કાંઈ મીનમેખ થાયતો ન કહેતા કે કવીએ લખાવ્યું તેમ લખ્યું. આમાં કાંઈ ભૂલ ફેર નીકળે તો જવાબદાર તમે. તપાશી જુઓ આટલાં માણસો વચે શેઠની લાજ જાય એ સારૂં નહીં.

મુનીમ—ખાસા દીવા જેવા અક્ષર છે. જાઓ ભૂલ હોય યા ફેર નીકળે તો હું જવાબદાર. (લખેલ કાગળ કવી હજુરના હાથમાં આપેછે.)

હજુર—(વાંચીને) બોડા અક્ષર છેકે—

કવી—હા અંદાતા જરા લક્ષ દઇને વાંચવા જોઇએ.

ગઢવી—શેઠ આ લખ્યું પણ એનો અર્થ સમજ્યા? એનો અર્થ એમ છેકે અનીતી ઉપર તમે મતી લાજ મુકીને શું કામ રોકોછો. અમર જે ઈશ્વર તેને ખરો બાપઅને તેનેજ મોટો માની નમો તો તે માફી આપે નહીં તો અનીતીથી ઈશ્વર કલ્યાણ નહીં કરે, મતલબ નીતીને વળગો, નહીં તો ખરાબ થશો.

કવી—ગઢવી તમે એવા અર્થ કરી શેઠને ખોટું ન લગાડો શેઠ તો સાચા બોલા ને સતમાં બધું સમજે એવા છે. એનો અર્થ તો બીજો છે.

કારભારી—બીજો અર્થ શું થાયછે.

કવી—જુવો સાહેબ બોડા અક્ષર છે વાંચો.

મત અનત પરસદ, તરકમલલજ—

તતમન અમરવડ, મફત અપઅજ.

એનું કાનામાત્રી સાફ વંચાય છેકે—

મેતા અનંત પરસાદ, તરીકમ લાલજ—

ત તમને અમારી વાડી મફત આપી; એજ.

આ પ્રમાણે પોતાની એન ખુશી મુનીમને વંચાવી તેમની મંજુરી લઈ નીચે સહી તારીખ નાંખી પરદેશી કવીને ઈનાયત કર્યું. એવા સખી દીલ શેઠને બીજું શું કહેવાય?

આ મુખનો કવીના મોંમાથી નીકળવાથી તમામ સભાસદો એક બીજાના હાથમાંથી લઈ એ દોહરો વાંચતા જાય, શેઠની તરફ જોતા જાય, અને કવીનાં વખાણ કરતા જાય; શેઠ તો બીચારા સ્તબ્ધજ બની ગયા તેમ મુનીમ પણ શું બોલે ? કવીએ પહેલેથી ખરાવવામાં બાકી નહોતી રાખી. આ ચતુરાઈ જોઈ દરબારે કવીને ઈનામ આપવાનો હુકમ કર્યો. સહુ શેઠ તથા તેના મુનીમને સારી રીતે હસ્યા બાદ વાત ચાલી—

હજુર—અહા! બોડા અને કાના માત્રી લખાણમાં કેટલો બધો તફાવત છે.

કવી—મોડા અક્ષર તો પછી પણ કાંમા ટાંપ આદી વિરામ ચિન્હો મુંક્યા વીના પણ અર્થનો અનર્થ થાયછે.

અમીર—કેવી રીતે.

કવી—એક વખત એક ગામનો રજપુત બહુજ લુટફાટ કરતો પણ બરોબર મુદાસહ પયડાય નહીં. કારબારીને એના ઉપર સારી રીતે શક આવવાથી તેને પકડ્યો અને કહ્યું કે—તું લુટફાટ બીલકુલ ન કરે એવું સરકારમાં લખી આપ. ઘણીક રગઝક કરવાબાદ તેણે જે દસ્તાવેજ લખી આપ્યું તે નીચે મુજબ.

### દોહરો.

હું લુટફાટ કરૂંજ નહીં, કરૂં તો ગુન્હેગાર.
એવી શરત ધરૂંજ અહીં, લખી આપી નીરધાર. ૨૩

થોડાક દીવસ જવા દઇને આ ઠાકરડો તો છચોક લુટફાટ કરવા લાગ્યો. ઠામ ઠામ પ્રગણામાંથી રાડ આવવા લાગી, અને આખરે તે મુદ્દા માલ સહિત પકડાઈ દરબારમાં આવ્યો. તપાસ ચાલવા લાગી અને જ્યારે કારબારીએ ધમકી આપી કહ્યું કે પ્રથમ દસ્તાવેજમાં લખી આપેલ શરત મુજબ તું પળેલ નથી, માટે તારૂં ઘરબાર તથા જાગીર ખાલસે કરી લેવામાં આવશે. ત્યારે તેણે જુસ્સાભેર ઉત્તર આપ્યો કે દરબાર મારૂં ખુંચી લે તો મુખતીયાર છે પણ મેં આ કામ દરબારની મંજુરી બલ કે ખાસ આજ્ઞાથી કર્યું છે. આ જવાબ સાંભળી તમામ

કચેરી સ્તબ્ધ થઈ ઠાકોર તરફ જોવા લાગી. ત્યારે તેણે ઘણીજ હીંમત રાખી. દસ્તાવેજ કઢાવ્યું અને પછી માંહે જે શરત લખેલી હતી તે કાઢી નીચે મુજબ સર્વ સમક્ષ વાંચી બતાવી કે—

સોરઠો.

હું લુટફાટ કરૂંજ, નહીં કરૂં તો ગુનેહગાર;
એવી શરત ધરૂંજ અહીં, લખી આપી નીરધાર.

આતો કલ્પીત કહાની છે પણ કાંમા ન લખવા લખવાથી સુલટો ઊલટો અર્થ થઈ ગયો. આવી રીતની વાતો થોડીવાર ચાલ્યાબાદ કચેરી બરખાસ્ત થઈ.

---

# અંક ચોથો.

---

તમામ કચેરી મંડળ આનંદમય અંતઃકરણથી બીરાજ્યું હતું ત્યાં ગઢવી પોતાના બે નાના દીકરાઓ સહીત આવી સલામ કરીને બેઠા. હજુર સાહેબે છોકરાઓનાં નામ ઠામ પુછવા બાદ અભ્યાસ વીશે પુછતાં મોટો થોડાક આંક તથા નાને ભણવા માંડ્યાનું જાહેર કરવાથી આ છોકરાઓને સાધારણ સવાલો આંકના પુછવા દરબાર સાહેબે ફરમાવ્યાથી કવી બોલ્યો.

નવોકવી—ગઢવી છબાર એટલે શું?
છોકરો—હે છબાર એટલે છબાર.

કવી—બરોબર ફરીથી જરા વીચાર કરી ગણીને કહો કે
છબાર કેટલા.

છોકરો—(આંગળીના વેઢા ગણીને)—છ ને બાર એટલે અઢાર.

કવી—છબાર જેમ એક બાર બે બાર તેમ છબાર એટલે શું?

છોકરો—છબાર એટલે બોતેર.

ગઢવી—હાં એમ હવે બરોબર. અલ્યા ! પહેલાં કેમ ગભારાઈ
જઈને કહ્યું કહ્યું કે છબાર એટલે છ બાર ?

કવી—એ પણ ખરો જવાબછે.

દોહરો.

છબાર તે બોતેર છે, છ બાર એજ અઢાર;
છ બાર એટલે ફકત છ, વધુ ઘટુ ન લગાર. ૨૪

ગઢવી—છ બાર એટલે ફકત છ એ શું ?

કવી—છબાર એટલે છ કમાડ એ વધુ ઘટું શી રીતે કહેવાય?
કેમ નાના ગઢવી ત્રણ એટલે ?

છોકરો—ચાર.

કવી—વારૂ બે એટલે.

છોકરો—નવ.

કવી—વાહ! નવ એટલે.

છોકરો—કાંઈ નહીં વળી આખો દહાડો શું પુછોછો.

કવી—

દોહરો.

બે એ નવ યા કાંઈ નહીં, ત્રણ એટલે ચાર;
કહું દીન હીંદુ તણા, પુસ્તકનો આધાર. ૨૫

કારભારી—આ દોહરાનો અર્થ સહુને સમજાવો.

કવી—ફારસીમાં જેને બે કહેછે તેને હીંદીમાં નવ કહેછે, અને નવ એટલે નહી, તેમ બેફીકર એનું ગુજરાતી નવ ફીકર; વળી ત્રણ એટલે ચાર, ચાર આંકડા નહીં પણ ઘાસ, એને સંસ્કૃતમાં ત્રણ કહેછે આપણા લોક તરણું કહેછે તે

કારભારી—વાહ બરોબર કહ્યું.

કવી— **દોહરો.**

હોય ફકત જો એકડો, ને તે સાથે પાન;
થાય સવા સાચું કહું, થાય એક પણ માન. ૨૯

ગઢવી—અહા! એ તો ન સમજાણું.

કવી—એકડો ફકત હોય તે સાથે પાન હોય તો સવા થાય કેમકે એકડો ને એક પાન તે સવા. હવે ફકત એકડો હોય તે સાથે પા ન હોય તો ફકત એકડો એટલે એક થાય.

કારભારી—ગઢવી તમારા દીકરાને પરણાવ્યો છે?

ગઢવી—હા સાહેબ મોટાને પરણાવ્યો છે; અમારામાં તો પૈસાવાળાં કે ગરાશીયાંનાં છોકરાં પારણામાં પરણે.

કવી—અર ર ર! આટલો છોકરો પરણ્યો છે? એતો બહુ ખોટું.

હજુર—ગઢવી, તમારો મત આ વીષે કવીતામાં જણાવો.

ગઢવી—બહુ સારૂં અંદાતા (થોડીવાર વિચાર કરી બોલે છે)

**ગીતી.**

ઓ ઇશ્વર આ રીતી, બાળક જોડાં વરાવરા કેરી;

નવીન વધજો દેશે, એજ ધારીયે દિલ આશ ઘણેરી. ૨૭

કવી—વાહ વાહ! હવે બરોબર સમજ્યા.

ગઢવી—તમે પહેલાં નીંદતા હતા ને વળી એટલી વારમાં આ ગીતી કેમ કબુલ કરોછો?

કવી—એ ગીતી બરાબર છે.

ગઢવી—કેવી રીતે.

કવી—ઓ ઇશ્વર આ રીતી, બાળ કજોડાં વરાવવા કેરી;
નવી ન વધજો દેશે, એજ ધારીયે દિલ આશ ઘણેરી.

સારાંશ કે હે ઇશ્વર! આ કજોડાં વરાવવાની રીતીને બાળી નાંખ; અને એ દેશમાં નવી વધે નહીં એજ દીલમાં ઉમેદ છે.

ગઢવી—અંદાતાજી, આ છોકરો બહુચરાજી માતાએ આપ્યો છે.

હજુર—કેમ કવીજી આ વાત ઉપર તમને શ્રદ્ધાછે?

કવી—ગઢવીને દેવી ઉપર આસ્થા હશે પણ એવી માતાજીને નમવાથી શી રીતે ફાયદો થાય એ મારા સમજવામાં તો નથી આવતું.

ગઢવી— **દોહરો,**

મોટી દેવી બહુચરા સાચે સાચી માન;
જણ નારીને હું કહું, નમો થશો ધનવાન. ૨૮

એ મોટી બહુચરા દેવીને સાચે સાચી માનો અને હું હરેકજણ તથા સ્રીને કહુંછું કે તમે એને નમો તો ધનવાન

થશો કેમ ખરૂં કે નહીં?
કવી—અર્થ ખોટો પણ દોહરો તો ખરોછે.
કારભારી—કેવી રીતે.
કવી—મોટી બહુચરા દેવીછે તે સાચે સાચી મા ન એટલે મા નથી, માટે હું કહુંછું કે જણનારી એટલે જનેતાને નમો તો ધનવાન થશો. એમ પોતેજ કહીં કબુલ કરેછે એ-ટલે એ વીશે મારે વધારે બોલવા કશો જરૂર નથી.

કવીને પાંચ માણસે પાંચ પ્રશ્ન પુછ્યા. એક કારકુન કહે કાગળ શાથી શોભે? બીજો કહે નામ શાથી શોભે? ત્રીજો વૈશ્નવ બેઠો હતો તે કહે કપાળ શાથી શોભે? ચોથો જોશી કહે સાક્ષાત નારાયણ શાથી શોભે? પાંચમો ગઢવી કહે માણસ શાથી શોભે? કવિએ વીચાર કર્યો કે આ બ-ધાને એકજ ઉત્તર અપાય તો ઠીક એમ ધારી બોલ્યો કે-

## દોહરો.

કાગળ નામ લીલાટને, નારાયણ નર જાત;
એ સઘળાં સારાં દિસે, જો હોયે શ્રી સાથ. ૨૯

મતલબકે કાગળ ઉપર શ્રી હોય તો, નામની સાથે પણ શ્રી હોય તો, કપાળમાં વૈશ્નવને શ્રી હોય તો, નારાયણના સાથે શ્રી એટલે લક્ષ્મીજી હોય, ને આદમીની સાથે શ્રી એટલે પૈસા હોય તો શોભે.
કારભારી—વાહ! પાંચે જણને એક ઉત્તર આપ્યો એતો ચતુરાઈ ખરી.

ગઢવી—મારા સવાલોનો એકજ જવાબ ને તે પણ કવિતામાં આપો તો હું સાચુ માનું.

કવી—ફરમાવો સાહેબ.

ગઢવી—લાખો ને કરોડોના હિસાબ શાથી ગણાય? હનુમાનજીને શેનાં ફુલનો હાર ચઢાવાય? ઉંટ શું ન ખાય? ભમરી ક્યાંથી કરડે. વીંછી ક્યાંથી કરડે અને શેનું દુધ શરીરે અડે તો ફોડલો થાય? એ સવાલોનો જવાબ દ્યો.

કારભારી—ગઢવીએ સવાલ ઠીક ગોઠવ્યા છે, એક ક્યાંહીં ને બીજો ક્યાંહીં.

કવી—કાંઈ ચીંતા નહીં સાંભળો ગઢવીજી.

### સવૈયો.

લાખ હજાર કરોડ તણા મુશકેલ હીસાબ કશાથી ગણાયે,
ફુલ કહે હનુમાન રીઝે વળી ઉંટ કહો કઈ ચીજ ન ખાયે;
ક્યાંથી ડસે ભમરી ને વીંછી કયું દુધ અડે તન ફોડલો થાયે.
એ સઘળા તણો ઉત્તર એકજ "આકડો" શબ્દ વદે સમજાયે. ૩૦

જુઓ આંકડાથી લાખો હજારોના હીસાબ ગણાય, આકડાના ફુલથી હનુમાનજી રીઝે "ઉંટ મેલે આંકડો" વળી ભમરી ને વીંછી પણ આંકડાથી કરડે અને આકડાનું દુધ શરીરે અડે તો ફોડલો થાય.

દરબાર—નવા કવી કોઈ વાત ચલાવો.

નવોકવી—એક વખત આપ જેવા કોઈ શાણા ભૂપતીની હજુરમાં છ કવી બેઠા હતા ત્યાં એક માણસે આવી નીચે મુજબ દોહરો સર્વ સાંભળે એમ કહી બતાવ્યો.

## દોહરો.

પ્રશ્ન સુણીને ભૂપનો, કહે સર્વ વિદ્વાન;
એજ અમે નિશ્ચય કર્યો, છે આખર પરધાન.૩૧

આ ઉપરથી દરબારે કવિયો તરફ જોઈ બાંયેભરમે અર્થ કરવા ફરમાવ્યાથી દરેક કવીએ એક પછી એક નીચે મુજબ અર્થ કર્યો.

પહેલો—અંદાતાજી ડુંગરના દરબારને પોતાના પ્રધાન ઉપર સંપુર્ણ પ્રીતી હતી; રાતદીવસ એને પાસે રાખે, સાથે ઉઠે બેસે, અને જેમ એ કહે તેમ કરી ઘડીભર જુદો ન પડવા દે. ભાગ જોગે આ પ્રધાનની તબીયત બગડી આવી રાજાના અત્યાગ્રહ છતાં એને ઘેર ખાટલા ઉપર ખાધા પીધા અને નીંદર કર્યા વીના બેચેન પડી રહેવું પડ્યું. વારંવાર દરબાર તેને ઘેર તબીયત જોવા જાય. વારા ફરતાં પુર્ણ ભલામણ અને ખરચ કરી ઔષધો, ગ્રહશાન્તી, અને જાપ જપાવ્યાનું કામ ધમધોકાર ચલાવ્યું, તેમ તેમ પ્રધાન વધારે બીમાર થતો ગયો દરબાર ફેરા ખાઈ ખાઈને ઓસડ વેસડની કાળજી રાખી રાખીને તથા નાના પ્રકારના પ્રયત્નો કરી કરીને કાયર થયાથી, દીન દીન એ વિષયો છોડવા લાગ્યા.રફતે રફતે પોતે પ્રધાનને ઘેર જવું બંધ કર્યું અને માણસને જોવા મોકલવા લાગ્યા. છેવટ એક દિવસ પોતાની મંડળીના તમામ માણસો, વૈદો, જોશીયો, અને વૃદ્ધોને બોલાવી પુછ્યું

કે તમે સર્વ જાણોછો કે પ્રધાન મને પ્રાણ સમાન પ્રીયછે એની તબીયત બગડી ત્યારથી હું હાલ ખરાબ છું; જેટલી રીતના પ્રયત્ન કહેવાએ તેટલા હું કરી ચુક્યો હવે ઇશ્વર ઇચ્છા હશે તેમ થશે, પણ તમે બધા એક મત થઈ જે તમને જણાતું હોય તે કહો તેમ હું મનને સમજાવી શાન્ત કરૂં. આ પ્રશ્ન સાંભળ્યો ત્યારે તમામ લોકોની તરફથી એક કવી ઉપરનો દોહરો બોલ્યો કે—

પ્રશ્ન સુણીને ભૂપનો, કહે સર્વ વિદ્વાન;
એજ અમે નિશ્ચય કર્યો, છે આખર પરધાન.

મતલબ કે અમારો એજ નિશ્ચય છે કે પ્રધાન આખર છે એ વખતનો આ દોહરો છે.

બીજો—જોધપુરના મહારાજની સગાઈ જામનગર થઈ હતી તેથી જામનગર વાળાં રાંણીજીને લેવા મુખી પ્રધાન ખાંડું લઈ જતો હતો. રસ્તામાં એક શેહેર અંદર થઇને ખાંડુ ઠાઠમાઠથી જતું હતું; ગામનો ઠાકોર પોતાના મહેલનો ઝરોખો જે શરીઆમ રસ્તા ઉપર પડતો હતો તેમાં બેઠાબેઠા જોતા હતા, તે છેવટના ભાગમાં નજર પડવાથી પોતાની પાસે બેઠેલ વિદ્વાનોને પુછ્યું કે આ સહુથી છેલે એટલે સ્વારીના આખરના ભાગમાં માથે છત્ર તથા મુખી તરીકે કોણ છે? તે વખતના ઉતરનો આ દોહરો છે કે-લશ્કરની આખર પ્રધાન છે કારણ અમને એમ ખબર છે કે આ ખાંડુ લઈ

પ્રધાન જનાર હતા.

ત્રીજો—એક રાજમાં બીજા રાજ્યનો વજીર કાંઈ કારણ પરત્વ આવેલ તે વાતચીતમાં બીલકુલ સંબંધ રહીત બોલવા લાગ્યો, સહજ પ્રસંગમાં ગરમ થઈ જવા લાગ્યો અને છેવટ જે કામને માટે આવેલ તે પણ પોતાના લાભમાં ન કરી શક્યો. તે જ્યારે ઉઠીને ઉતારે ગયો ને પોતાનું ખાસ મંડળ પાસે રહ્યું ત્યારે દરબારે સહુને પુછ્યું કે આ પ્રધાનના બોલવાનું મને તો કાંઈ ઠેકાણું ન જણાયું. તમારો સહુનો શો મતછે? તે વખત તમામ વિદ્વાનોએ કહ્યું કે—આ પ્રધાન ખર એટલે મુર્ખ છે તે ઉપર આ દોહરો બનેલ છે.

ચોથો—એક સરદાર પોતાના મહેલની અગાશીમાં બેઠેલ ને મહેલ પાસેથી બેત્રણ ધવેડાં ઉપર ગુણો જેવું, પણ તે ઉપર ગોદડાં વીગેરે તથા લુગડાં પડેલ, અને એવી રીતે ગુણો ઢંકાઈ ગયેલ કે દુરથી વરતાય નહીં સરદારે સહજ સર્વેને પુછ્યું કે આ ધવેડાંપર શુંછે? પ્રથમતો સહુના મત જુદા પડ્યા કોઈ કહે કોયલાછે, કોઈ કહે અનાજ છે, કોઈ કહે નીમક છે, એવામાં એક માણસની દ્રષ્ટી એક ગુણ જરા ફાટેલી હતી તેમાંથી થોડા થોડા દાણા પડતા હતા તે તરફ ગઈ; ને બીજાઓને તે બતાવ્યાથી

નિશ્ચય થયે આ દોહરો કર્યો કે આ ખર એટલે આ ઘધેડાં પર ધાન એટલે અનાજ છે.

પાંચમો—એક ઠાકોર કેટલાક ડાહ્યા માણસો સમેત બેઠો હતો; જે બારીમાં પોતે બેઠા હતા ત્યાંથી એક કુંભાર ઘધેડા ઊપર ખૂબ માટી ભરી એક નાંના ઘોકા વડે ઠોકતો ઠોકતો જતોહતો. ગધેડું બીચારૂ દુબળું અને ભાર ઘણો તથા વારંવાર માર પડતો તેથી મહા કષ્ટીત જણાતું હતું. તે ઉપર પાસે બેઠલ તમામની નજર ગઈ. સરદારના મોમાંથી તો તોબા! એવા શબ્દો નીકળી ગયા કે તુરત પોતે પાસે બેઠેલ માણસોને પુછ્યું કે મારૂં ધ્યાન આ વખત શી ચીજ ઉપર છે? ત્યારે એક વાણીયો સહુની તરફથી બોલી ઊઠ્યો કે, સાહેબ આપનું આ ખરપર ધાંનછે તે ઉપરથી પાસે બેઠેલ કવિએ આ દોહરો કહ્યો.

છઠો—એક વખત એક મુસલમાન દરબાર પાસે એક સીંધનો ચીતારો કેટલીએક તસબીરો લઈ આવ્યો. તેમાં એક તસબીરની અંદર સુંદર પુરૂષ તથા એક ગધેડાનું ચીત્ર. આ જોઈ સહુ અજાયબી પામ્યા. ને દરબારે પોતાના પાસે બેઠેલ વિદ્વાનોને તસબીર નીચે જે ત્રણ ચાર લીંટીયો ફારસીમાં લખેલ હતી, તે વાંચી, આ તસબીરનો ખુલાસો કરવા ફરમાવ્યું અક્ષર ઘણા અટપટા હતા. તેથી તમામ જણાએ મળી મહા મુસીબતે વાંચ્યું અને એક શખ્સ તેઓ માંહેનો બોલી ઉઠ્યો કે, અંદાતાજી

આ રમુજી હીકાયત છે કે, એરપૂરના પ્રધાનનો એક પીત્રાઈ ભાઈ ઘણોજ શ્રીમંત પણ કંજુસ હતો. તે પોતાનું ધન ઘરના આંગણામાં ડાટી ત્યાં એક ઘ-ધેડો બાંધી રાખતો. સ્વભાવે કંજુસ તેથી બીચારા જ-નાવરને પુરૂં ખાવા પણ ન દઈ ભૂખે મારે; અંતે એકરોજ આ સખસ ઘણો માંદો પડ્યો, ને મરી ગયો ત્યારે તેને ઘેર વજીર ગયો. ક્રીયા કર્યાબાદ તમામ ઘર તપાસ્યું પણ કાંઈ મળે નહીં, છેવટ તેણે પેલા ગધેડા તરફ જોયું તો તે ઘણોજ ભૂખ્યો માલુમ પડ્યાથી તેની પાસે ઘાસ નંખાવ્યું, પાણી પાયું. બાદ જ્યારે ત્યાંથી પોતાને ઘેર જવું હતું ત્યારે ગધેડાને છોડી પોતાની સાથે લઈ જવા કહ્યું. ગધેડાને છોડ્યો પણ તે ખીલા પાસેથી ખસે નહીં ને ભોંયપર પગ ઠોક્યા કરે, તથા બૂમો પા-ડ્યા કરે. આ ઉપરથી વજીરને કાંઈક શક આવવાથી તે જગ્યા ખોદાવી તો માંહેથી પુષ્કળ સોના મહોરો નીકળી. આથી આ વજીર તથા ધધેડો બધા મુલકમાં પ્રખ્યાત થયા, તેની આ તસબીર છે. એવું બધાએ મ-ળી કહ્યું તે વખતનો એક કવીએ આ દોહરો કર્યો કે આખર ને પરધાન છે. એટલે આ ધધેડાને વજીર છે. ઉપર પ્રમાણે છએજણે જુદી જુદી વાતો બનાવી અર્થ કર્યા તેથી દરબારે પ્રસંન થઈ ઈનામ આપ્યું. આટ લી વાત થયાબાદ કચેરી બરખાસ્ત થઈ.

---

# અંક પાંચમો.

ગઢવીની વૃત્તિ કોઈપણ રીતે નવા કવીને ભાંઠો પાડવાની હતી, તેથી ગઢવી પોતાની સાથે એક બહુરૂપી હજામને ટોપલીમાં કેટલાંક જાંમ ભરાવી સાથે લાવ્યો તેને બહાર ઉભો રાખી નવા કવીને કહ્યું કે—ભાઈસાહેબ આ માળી મારો ઓળખીતો છે ને આશાભેર આવ્યોછે, માટે પ્રસંગ આવે બે અક્ષર એના લાભમાં બોલશો તો તમારૂં કાંઈ જશે નહીં, ને એ ગરીબનું કામ થશે. કવીએ ગઢવીને તો પુર્ણ સંતોષકારક જવાબ આપ્યો પણ એ શક્ષનો ડોળ ડાળ જોતાં શક પડવાથી પરસ્પરે માહીતી મેળવી લીધી કે એ બહુરૂપી હજામ છે. બાદ પોતે અંદર જઈ દરબાર સાહેબને કુરનીશ કરી બેઠો. થોડીવાર બાદ માળી પણ રજા મંગાવી અંદર આવ્યો, ત્યારે દરબારે નવા કવીનેજ પુછ્યું કે આ શું છે જે ઉપરથી તે બોલ્યા.

દોહરો.

માળી આવ્યો ફળ લઈ, સુણી આપનું નામ;
જોતાં તો સુંદીર નરમ છે, જાતે એહ જામ. ૩૨

દરબાર સાહેબ આ દોહ્મથી તુરત સમજ્યા પણ વાક્ય વિનોદ માટે પુછ્યું કે તમારે આ શક્ષથી ક્યાંથી પીછાણ થઈ.

ગઢવી—ખુદાવીંદ, કવીજી તો છેતરાંણા. આ બહુરૂપીને પોતે

માળી કહી એનાં જામ વખાણ્યાં. અહાહા! આજ શાંણા કવીએ ભૂલ ખાધી.

અમીર—એમાં તમારે ફુલાવા જેવું ગઢવી શું છે? તમે એ શક્ષને ઓળખોછો ને કવીજી અજાણ્યા, તેથી ન વરતી શક્યા. એમાં એમની કવીતાને શું લાંછન લાગ્યું?

ગઢવી—એમની કવિતા ખોટી પડી.

નવોકવી—ગઢવીજી ઉતાવળા ન થાઓ; ઈશ્વર પ્રતાપ છે ત્યાં સુધી મારી કવીતા ખોટી નહીં પડે, કહો આ શક્ષ માળી નથી તો કોણ છે?

ગઢવી—એ હજામ છે ને તમે દરબારને કહ્યું કે માળી છે.

નવોકવી—મારો દોહરો ફરીથી જુઓ.

માળી આવ્યો ફળ લઈ, શુણી આપનું નામ;
જોતાં તો સુંદર નરમ, છે જાતે એ હજામ.

મતલબ દેખો તો રૂપાળો ને નરમ પણ જાતનો હજામ છે, એમ મેં સાફ અરજ કરીછે, મેં એનાં જામ બીલકુલ વખાણ્યાંજ નથી. આ ચતુરાઈથી ગઢવી ભાંડા પડીને ચુપ થઈ ગયા.

થોડીવારમાં નવાકવીનો શીષ્ય એક સીપાઈ તથા એક ગામની પટેલાણી બંને કુરનીશ કરી આવીને બેઠાં સીપાઈ નવા કવીને કહેવા લાગ્યો કે હું ગોતર કે બાધા ઉતારવા જતાં રસ્તામાં આ પટેલાણીને ગામ રાત રહું તો ખાવાપીવા ઘાસ દાંણા વીગેરે સરભરાની ચોઠી હજુર

કૃપાથી લઈ ગયો હતો, તે આ પટેલાણીને બતાવ્યા છતાં તેણે ચોઠીનું અપમાન કર્યું ને મને હેરાન કર્યો હતો તે આજ આંહીં આવતી જાણી હું પણ એની સાથે આપને ઓળખાવવા તથા સરકાર સાહેબને અરજ કરવા આવ્યો છું.

કારભારી—તમને ચોઠી હોવાછતાં ખાવાપીવા ન આપ્યું શું?

સીપાઈ— દોહરો.

ખાવા પીવા શું મળે, શુધ જરીએ નવ લીધ;
ફકત ખાટલો ગોદડું, આ ગધેડીએ દીધ. ૩૪

અમીર—વાહ! "સોબતે અસર" કવિનું માણસ પણ કવિતામાંજ બોલે.

ગઢવી—દરબાર સાહેબના સારા ગામની પટેલાણીને ગધેડી કહે એ કેવી મુરખાઈ અને તે વળી હજુર સાહેબની રૂબરૂ? કવીજી? આ તમારા માણસની થોડીનાલાયકી કહેવાય?

હજુર—કાંઈ ચીંતા નહીં. દરબારી હુકમ ન માની બીચારાને હેરાન કર્યો ત્યારે કહ્યું છે.

નવોકવી—અંદાતાજી, તાબેદારની સોબતમાં રહીને અસભ્ય કદી ન બોલે. એણે એ બાઇને ગધેડી કહીજ નથી. એના કેવાનો ભાવાર્થ એમ છે કે—

ખાવા પીવા શું મળે, શુધ જરીએ નવ લીધ;
ફકત ખાટલો ગોદડું, આગ-ધેડીએ દીધ.

મતલબ કે ખાટલો ગોદડું ને આગ એ પણ

ધેડીયે એટલે ઢેડીયે આપ્યાં. પટેલાંણીએ તો પેસવાજ ન દીધો. આ ચતુરાઈ જોઈ બધા વિસ્મિત થયા તથા ગઢવી શરમાઇને ચુપ રહ્યો.

કારબારી—કવિજી તમે દરબારી બાગ જોયો છે ?

નવોકવી—હાજી પણ બરોબર ફરીને નહીં.

કારબારી—મહિ કયાં કયાં ફળ તમારા જોવામાં આવ્યાં?

નવોકવી— **દોહરો.**

સુપ્યારી કેરી શેરડી, નારંગી ઇનાર;
ખારક રાએન જમરૂખ, દાખ સેતુત અપાર. ૩૫

ગઢવી—આવાં ફળવાળાં દોહરામાં બીજો અર્થ નાકળે ખરો? એમાં શું ટટુ ચાલે.

ઓહજુર—કવિજી કાંઈ વાત ચલાવો ગઢવી નાહક માથુંકુટાવેછે.

નવોકવી—મારા ઉતારાની થડોથડ એક વાંણીયો રહેછે તેને બે સ્રીયો છે. રાતે શેઠ ઘેર આવે ત્યારે બંને કળ કળાટ કરી મુકે, બીચારાને ભાત ભાતનાં મેહેણાં મારે ને સંતાપરૂપ થઈ પડે. અને જેમ એક વૃદ્ધને બે સ્ત્રી હતી તે એક જવાન ને બીજી વૃદ્ધ. જવાન સ્ત્રી રોજ પતીના ધોળા વાળ દેખે એટલા ચુંટે ને વૃદ્ધ રોજ કાળા વાળ ઉખેડે આખર બીચારાનું માથું કપાળ જેવું કર્યું તેમ આ વાણીયાના પણ બુરા હાલ છે. એકને મનાવે તો બીજી રીસાય. ને બીજીને મનાવે ત્યારે પેલી કુવે પડવા જાય. આ બેમાં એક ગરીબ છે તેનું રોવામાં ને

આપઘાતની કોશીશ કરવામાં જોર ને બીજી ક- લંક, મેણાં ટુણાં બહાર વગાવવા તથા ગાળો ભાંડવા અને ઢોળવા ફોડવા તથા પીયર જતા રેહેવામાં જોર. ગઈ રાતે પેલી શેતાન ગરીબથી લઢી તેને મારીને પોતાને પીયર જતી રહી હતી. જ્યારે શેઠ ઘરમાં આવ્યા ત્યારે ગરીબ પણ ખૂબ રીસે ભરાઈ રહી હતી. તે તુરત રડી પડી ને જેમ પેલી શેતા- નની રૂખ હતી તેમ આપણ ખાર કરી વાંકો કાઢવા લાગી ત્યારે એના ધણીએ બીચારે જે સુખનો કહ્યાં તેનો સાર નીચે પ્રમાણે.

સુ પ્યારી કે' રીસે રડી, નારંગી ઈનાર;
ખાર કરાએ ન જમરૂખ, દાખસે તુત અપાર. ૩૯

હે પ્યારી તું રીસે રોઈ જઈને શું કહેછે. હું જાણુંછું કે એ નાર નારંગી એટલે રંગવીનાની રંગીલી નથી. પણ તુંથી જેમ એની રૂખછે તેમ ખાર નહી કરાય કારણ તેમ કરીશ તો એ તારાપર અપાર તુત નાંખશે—આ શીખામણ દે- વાતી હતી ત્યાં મારી આંખ લાગી ગઈ.

કારભારી—વાહ! દોહરાનો બીજો અર્થ પણ ફરી બતાવ્યો. ને દરબાર આજ્ઞા પણ પાળી કેમ ગઢવી તમને હવે સંતોષ થયો?

એકકવી—કવીજી એક અક્ષરનો દોહરો બને ખરો?

નવોકવી—જી હા બનાવીયે તો બને, આજ આંહીં દરબારમાં આવતાં હું તમારે ઘેર ગયો હતો. જાણ્યું કે સાથે

દરબારમાં જશું. તમે ઘેર નહોતા.

કવી—તમે મારૂં ઘર જોયુંછે ?

નવોકવી—જી હા સામું મોટું આંબાનું ઝાડછે તેમાં કેટલીક કોયલો તથા કાગડાઓ કાકા કુકુ કરી રહ્યાં હતાં ને તમારો દીકરો તથા દીકરી જોરથી કકો ગોખતાં હતાં; વળી તમારાં વહુ પણ કાંક બીજુ કહી રહ્યાં હતાં એટલી બધી ગડબડ હતી કે તે વખતનો ચીતાર મને યાદ આવેછે અને તેથી એક દોહરો મારા મનપર ઉત્પન થાયછે.

હજુર—એ દોહરો બોલો.

નવોકવી— દોહરો.

કૈક કાક કેકૈ કૈક, કે' કૂકૂ કે કાક;
કીકો કીકી કે કક્કો, કંકુ કાકી કાંક. ૩૭

હજુર—વાહ વાહ ! એનો ખુલાસેથી અર્થ કરો.

નવોકવી—કૈક એટલે કેટલાક કાક એટલે કાગડાને કૈક એટલે કેટલીક કેકૈ એટલે કોયલો કેહ કુકુ કે કાક એટલે કુકુ અથવા કાક કાક એવા ઉચ્ચાર કરી રહ્યાં હતાં. કીકો ને કીકી એટલે દીકરો ને દીકરી કકો કહી રહ્યાં હતાં, ને કંકુકાકી જે એમની સ્ત્રીનું નામ છે તે પણ કાંક કહેતાં હતાં. ખાવીંદ એઓ પોતાનાં છોકરાંને કીકો કીકી કહેછે ને એઓ મારાથી મોટા છે એટલે હું એમને કાકા કહુંછું માટે એમની સ્ત્રી કંકુબાઇને મે કાકી કહ્યાં.

હજુર—કેમ કવી એકાક્ષરી દોહરો જોયો ને તે પણ પહેલાજ અક્ષરનો. (તમામ લોકો તારીફ કરેછે તે દરબાર ખુશી થઈ શીરપાવ બક્ષછે.)

કારબારી—સરકાર સાહેબ વીશે એક કવીત બોલો.

અમીર—વરસાદના પતિ ઈંદ્ર વીશે બોલો.

દરબાર—ઈશ્વર વીશે બોલો.

નવોકવી— **મનહર છંદ અથવા કવિત.**

અક્ષર છે રૂડા ચાર, મહ, પત, જેમાં ધાર,
પ્રાણીના આધાર પાળનાર રાત દાડેછે;
રીઝે લીલા લેહેર જાણ ખીજે કાળ આવ્યો માન,
ચાહે દુષ્ટ કાળ અરીને પણ નસાડેછે.
પડી હોય ધૂળ ત્યાંહાં ઇચ્છા થયે પૂર કરે,
પૂર હોય ત્યાંહાં ધૂળ ધારેતો ઉડાડે છે;
સર્વ શૂર તણા રાજા જોરાવર ગુણો ઝાઝા,
ગરીબ નીવાજ ત્રાસ પાપીને પમાડેછે. ૩૯

ઇશ્વરવિશે—મહાપતી (એટલે મોટો ધણી ઈશ્વર) જેમાં મહ-પત એવા ચાર અક્ષર આવેલા છે તે પ્રાણીને રાત દહાડો પાળનાર છે. રીઝે તો લીલાલહેર કરે એટલે ન્યાલ કરે ને ખીજે તો કાળ આવ્યો જાણ એટલે મૃત્યુ થાય, પણ જો તે ચાહે તો કાળ એટલે મૃત્યુ રૂપી દુષ્ટ અરીને પણ નસાડે છે એટલે મોતથી બચાવે છે; ધૂળ ઉડતી હોય ત્યાં મોટું પૂર એટલે શહેર બનાવે ને મોટું શહેર

હોય ત્યાં ધૂળ ઉડાડે એટલે તેનો નાશ કરી નાંખે; સર્વ દેવતાઓના રાજા, બળવાંન સામટા ગુણ વાળા, ગરીબ નિવાજ અને જે પાપીને ત્રાસ પમાડે એવા ઇશ્વર છે.

ઇંદ્રવીશે—મેહપતિ (એટલે ઇંદ્ર). જેમાં ચાર મહપત એવા અક્ષર છે અને જે રાત દહાડો પ્રાણીને પાળેછે. (વરસાદથી પાક ઉપજે બારેમાસ પીવાય વપરાય માટે), રીઝે તો લીલું કરી નાંખે ને ખીજે તો કાળ એટલે દુષ્કાળ આવ્યો જાણવો, પણ તે ચાહે તો દુષ્ટ દુશ્મન દુષ્કાળને નસાડી સકાળ કરી મુકેછે; ધૂળ ઉડતી હોય ત્યાં પાણીનાં પૂર કરે અને જ્યાં મોટાં સરોવરોમાં પાણીનાં પૂર હોય ત્યાં ન વરસે. તો સુકાઇને ધૂળ ઉડે એવું કરે, સર્વ દેવનો રાજા, જોરવાળો, સામટા ગુણવાળો, ને ગરીબનિવાજ છે ને પાપીને ત્રાસ પમાડે છે (લોકો માનેછે કે દેશમાં બહુ પાપ થાય તો વરસાદ ન આવે) એવા ઇંદ્રછે.

હજુર સાહેબ વીશે—મહીપતી (એટલે રાજા પૃથ્વીપતી) જેમાં મહપત એવા ચાર અક્ષર છે રાત દીવસ પ્રાણીને અંન વસ્ત્રાદીક દઇને પાળેછે, રીઝે તો ન્યાલ કરે ને ખીજે તો મારીજ નાંખે; ચાહેતો દુષ્ટકાળ જેવો કુશત્રુ હોય તેને પણ યુદ્ધ કરી નસાડેછે ધૂળ ઉડતી હોય ત્યાં શેહેર વસાવે ને શેહેર હોય ત્યાં હુમલો કરી પાયમાલ કરી ધુળ-ધાણી કરે. સર્વ શૂર એટલે શૂરાઓના સરદાર સામટા

ગુણવાળા અને ગરીબનિવાજ અને પાપીને કેદ કરી શીક્ષા દેશે એવો ત્રાસ પમાડનાર, જોરાવર એટલે જોરાવરખાંન છે.

આવી રીતે એક કવિતાના ફરમાશ મુજબ ત્રણ અર્થ થયા જોઈ સહુ સાબાશી આપેછે—બાદ મીજલસ બરખાસ્ત થાયછે.



## અંક છઠો.

એક દીવસ તમામ મંડળ ભરાઇને બીરાજેલ હતું તેમાં એક જોગી જે સારા ભક્ત તથા કાંક કવિતાનો પણ શોક રાખતા હતા તેઓ બેઠેલા હતા. તમામ સભાના માણસો જુદાં જુદાં વખાણ આ મહત પુરૂષનાં કરતાં હતાં. રાજ્યકવી બોલ્યા કે—આ જોગી રાત દીવસ ઈશ્વર પ્રાર્થનામાં ગાળેછે તથા સદપાત્ર એટલે સ્તુતી કરવા જોગછે.

કારબારી—નવાકવી આ જોગીરાજ વીશે કાંઈ બોલો.

કવી—બહુ સારૂં.

**મનહર છંદ.**

જેના વાક્ય વડે મહા સમર્થને કષ્ટ પડે,
રાંક ઊંચ પદે ચડે એવી વાક્ય સિદ્ધતા;
પરી પુર્ણ જાણે ધર્મ ધારેછે વિભૂતિ પર્મ,
કરે સ્તુતિ જોગ કર્મ વધારી પ્રસિદ્ધતા.

અરી મીત્ર છે સમાન ગુસ્સાથી નહીં પીછાન,
પરાર્થના કર્મ માંહે રાતને દીનો જતા;
જોરાવરખાન નિત્ય રક્ષક પ્રતાપી એવા,
આપ રાજ માથે રહો ધન્ય જેની વિદ્વતા. ૪૦

કારભારી—એનો અર્થ કરો જોઇએ.

નવોનવી—જેના વાકયથી મોટો સમર્થ હોય ને તેને શ્રાપ દે તો તેને કષ્ટ પડે ને રાંક હોય ને આશીરવાદ દે તો ઊંચી પદ્વી પામે એવી વાક્ય સિદ્ધતા છે. પરીપુર્ણ ધર્મ જાણેછે પરમ વિભૂતી ધારેછે. સ્તુતી અને જોગનાં કામ પ્રમાણે સીદ્ધતા વધારીને કરેછે; અરી મીત્ર સમાન છે ગુસ્સાથી પીછાન નથી ને પરાર્થનાના કામમાં રાતને દીવસ જાયછે એવા પ્રતાપી રક્ષા કરનાર, હે જોરાવરખાંન આપના રાજ્યને માથે રહો જેની વિદ્વતાને ધન્યછે.

જોગી—અમે ફકીર લોક તારીફને લાયક નથી તારીફ તો રાજાઓની થવી જોઇએ, અમારી તારીફ થતી સાંભળી અમે રાજી થતા નથી.

નવોકવી—ક્ષમા કરવી માહારાજ મેં અર્થ કરતાં ભૂલ કરી. મેં આપની આજ્ઞા થતાં અવલજ રાજાજી માટે એ કવિત બનાવેલ છે. સાંભળો અર્થ;જેના વાકયથી મોટા શ્રીમંતને કષ્ટ પડે એટલે મોટા શાહુકારને કહેશે કેદ કરો તો કેદ થાય ને રાંક હોયને કહેશે એ અમીર થજે તો તે ઉંચી પદ્વીએ ચઢે એવી

વાક્ય સિદ્ધતા છે; ઇનસાફના કામમાં જાણે કે પરીપુર્ણ ધર્મ રાજા, અને પરમ વિભૂતી એટલે લક્ષ્મી ધારેછે અને ૧તુતિ જોગ એટલે તારીફ લાયક કામ કરી પ્રસીદ્ધતા વધારીછે; અરી મીત્રને સરખા ગણેછે ને ગુસ્સાથી પીછાણ નથી, પરાર્થના એટલે પર અર્થનો યાની પારકાના લાભનાં કામમાં રાતને દહાડો જાયછે એવા જોરાવરખાંન પ્રતાપી જેની વિદ્વતાને ધન્યછે તે આપ રાજ માથે રક્ષા કરનાર રેહો.

કારભારી—મહારાજ નામના કરવી હોય તો શું કરવું? ને કદી માન મેળવવું હોય તો શું કરવું?

જોગી— **સોરઠો.**

"કરે આપસેં દાન, જો નર ચાહે નામના;"
"લેને કબહુ માન, ધરે સુસીલતા ચીતપર." ૪૧

હજુર—નવા કવિ આ સોરઠાનું ગુજરાતી ભાષાંતર કરો.

નવોકવી—અંદાતાજી એ સોરઠો ગુજરાતી ભાષાનોજ છે.

હજુર—કેવી રીત.

નવોકવી— **સોરઠો.**

કરે આપસે દાન, જો નર ચાહે નામના;
લે નેક બહુ માન, ધરે સુશીલતા ચિત્તપર. ૪૨

હજુર—ઉપરના હીંદુસ્થાનીનો હીંદુસ્તાનીમાં, ને ગુજરાતીનો ગુજરાતીમાં અર્થ કરો.

નવોકવી—હીંદુસ્તાની સોરઠાનો અર્થ.

જો શક્ષ નામના કરનેકું ચાહે તો આપસે યાને

અપની ખુશીસેં દાન યાને ખેરાત કરે. ઔર કબ્રુ માન લેનેકા ઇરાદા રખે તો સુશીલતા યાને તવાજે દીલપર રખે.

ગુજરાતી ભાષામાં અર્થ.

જો આદમી નાંમના કરવાને ચાહતો હશે તો કરે એટલે હાથે કરીને દાંન આપશે, અને જો તે સુશીલતા ચિત્ત ઉપર ધારે તો બહુનેક માન લે એટલે મેળવે.

કારભારી—જોગીરાજ આપ ક્યાં રહોછો.

જોગી—હું જોધપુરનો રેહેવાશી છું.

અમીર – કવીજી આપે જોધપુર જોયુંછે?

નવોકવી—અહાહા! તખ્તસીંહજી મહારાજે તો મારા ઉપર મોટી મેહેરબાની ફરમાવેલી છે એમનો મને સારી પેઠે પ્રસંગ પડેલ છે ને મારો એમને પ્રસંગ પડેલ છે.

હજુર—કહેવી રીતે પ્રસંગ પડેલ એ હકીકત કહો.

નવોકવી—મહારાજા નવા નવા ગાદી ઉપર બીરાજ્યા ત્યારે તમામ ઇલાકામાં બેબંદોબસ્તી હતી. અમીરો અને ભાઇયાતો બેદીલ કારબારીયો સ્વતંત્ર અને જાલીમ તેથી તમામ કારપરદાજો, મદોન્મત અને શેહેરમાં તથા પ્રગણામાં જુલમ તથા ગડબડ સામટી હતી. મારે મહારાજાને અહંમદનગરની ઓળખાણ હતી, તેથી હું ત્યાં ગયો ત્યારેમને મહારાજે

આજ્ઞા કરી કે તમે પરોક્ષદાવે તજવીજ કરી આ-
વજો કે આકારપરજોની કેવી ક્રતી છે. મેં વિચાર્યું
કે પુંઠ પછવાડે કહીશ તો મહારાજાને શંકા રહેશે.
એટલે એક દીવસ દીવાન સાહેબ વીગરે દરબારમાં
બીરાજેલ ત્યાંજ કહ્યું કે લોકોના મોંમાંથી અન્યાય
થવાની બૂમ મારે કાને બહુ આવેછે. દીવાનજી
આ ઉપરથી મારા તરફ ચીડાયા ત્યારે મેં કહ્યુંકે
કાંઈ ચીંતા નહીં. ઈશ્વર ઈચ્છા તો આ વાત ત-
મારેજ મોહે કરાવીશ. થોડાક દીવસ વચમાં જવા
દઈને હું દરરોજ દીવાનજીને ઘેર જવા લાગ્યો. ખૂ-
શામત કરવા લાગ્યો. અને મળી જવાનું કર્યું; તેમ
તેમને પણ હું ન મળું તો એક જાતનું સાલ રહે
માટે મને મળી ગયા. દરબાર તો હમેશ પુછે પણ
મેં કહ્યું પ્રસંગ આવે ઉતર દઈશ. મનમાં વિચાર્યું
કે આ શહેરમાં રહેતાં સુધી તથા રાજ્યથી જે
કાંઈ મળવાનું હોય તે મળતાં સુધી આ વાતનો
ખુલાસો કરવો નહી. દીવાનજીને કહ્યું કે હવે મને
રૂખસદ અપાવો અને ચાલતી વખત મારાથી જે
કાંઈ બનશે તે દરબાર પાસે આપને માટે બો-
લીશ. એ લોકો હવે મારાથી ખુશી હતા એટલે ઉ-
મદામાં ઉમદો પોશાક તથા વિદાયગીરી મારે માટે
મોકલી દરબાર તથા એક કારબારી જે આ કા-
મદારોથી નાખુશ હતા, તે લોકો મારે માટે આવો

સારો પોશાક દીવાને મોકલેલ જોઈ નિશ્ચય કર્યો કે હું પણ દીવાનને મળી ગયો. મને વીદાયગીરી મળવાની હતી, તે રાતે દીવાન વીગેરે બેઠા હતા, ત્યાં હું જઈ પહોચ્યો. બેઠો કે તુરત પેલો કારબારી જે દીવાન વિરૂદ્ધ હતો તેણે દીવાનજી જેની પાસે મશાલચી ઊભો હતો, તેના ફરફ આંગળી કરીને કહ્યું કે આ વીશે કાંઈ બોલો. સહુ સમજ્યા કે મશાલ વીશે બોલવાનું કહ્યું તેથી હું નીચે મુજબ બોલ્યો.

**દોહરો.**

જ્યાં ન હોય દીવા પછી, ત્યાં અંધારૂ ઘોર;
અથડાયે કુટાયે જન, ફાવે લુચ્ચા ચોર. ૪૬

દીવાન—વાહ કવીરાજ બરાબર કહ્યું.

દરબારીએ મનમાં જાણ્યું કે આ દીવાન વીશે કાંઈ કહે તો ઠીક, તેથી સ્પષ્ટ કહ્યું કે આ દીવાન વીશે તમારા તથા રૈયતના જે વિચાર હોય તે બોલો. પછી હું નીચેના બે દોહરા બોલ્યો.

"ન્યાય અને વહીવટ તણું, સોંપેલું છે કામ;"
"બે ફીકર તેથી રહે, મનમાં આઠું જામ." ૪૪
"શું વખાણ વધતાં કરૂં, એ ન ન્યાય દે નિત્ય;"
"વહીવટ રીત સુધારવા, મનન કરે ધરી પ્રીત." ૪૫

આ કવિતા સાંભળીને તમામ સભાસદ તથા દરબાર જે દીવાનથી નાખુશ હતા તે આવાં અચાનક વખાણ સાંભળી સ્તબ્ધ થયા. એવામાં દીવાનનો વાબસ્તો કવી

બેઠો હતો તેણે બેઊ દોહરાના અર્થ કરી બતાવ્યા કે—

"હજુરે ન્યાય ને વહીવટનું એવાં બે કામ સોંપ્યાં છે.
"તે બંને કામની ફીકર એટલે બે ફિકર રાત દહાડો
"મનમાં રાખેછે વળી કહેછે કે હું વધતાં શું વખાણ
"કરૂં દીવાનજી હમેશ એન ઈનસાફજ આપેછે તેમ
"વહીવટના રીતી સુધારવાને પણ પુર્ણ પ્રીતથી મનન
"વીચાર કરેછે.

મેં દીવાનજીને પુછ્યું કે કેમ દીવાનજી સાહેબ મારૂં કહેવું વાજબી છે કે નહીં? આ ઉપરથી દીવાનજીએ મારાં સારી પેઠે વખાણ કરી કહ્યું કે કવીજી સાચાબોલા છે. એટલે મેં ઉલટાર્વાને પુછ્યું કે દોહરાનો અર્થ સમજ્યા? ત્યારે ઉતર આપ્યો કે હા અમારા કવીએ સાફ ખોલવીને અર્થ કરી બતાવ્યો. મેં કહ્યું કે એ અર્થ ખોટો છે; આપણે તે દીવસ વીવાદ થતાં આપ ચોડાંણા ત્યારે મેં કહેલ કે કોક દીવસ સભા વચમાં કબુલ કરાવીશ તે આજે પાર પડ્યું. જુઓ પ્રથમ સહુના સમજવામાં આવેલ કે મેં આ મશાલ વીશે દોહરો કહ્યો પણ તેમ નહોતું. વળી મેં એ દોહરો કહ્યો ત્યારે તમે કહ્યું વાહ બરાબર. હવે એ તથા વાંસેના બંને દોહરાઓનો અર્થ સાંભળો. જ્યાં ન અક્ષર દીવા એવા શબ્દની પછવાડે હોય, એટલે દીવાન હોય ત્યાં અંધારૂઘોર સમજવું. લોકો બીચારા વીના વાંકે અથડાય કુટાય તથા લુચ્ચા અને ચોરટા હોય તે ફાવે. એ એ પહેલાનો અર્થ—દરબારે ન્યાયને વહીવટનું

કામ સોંપેલું છે તેથી તમે બેફીકર રહોછો એટલે કાંઇએ બાબતની કાળજીજ નથી. વળી એથી વધારે શું વખાણ કરૂં "એ ન ન્યાય દે નીત" એટલે હમેશ એ ઇનસાફ આપતા નથી વળી વહીવટની રીત સુધારવાને "મન ન કરે ધરી પ્રીત" પ્રીત ધરીને મન નથી કરતા. આ અર્થ તમે સ્વીકાર્યો એટલે હું સાચો ઠર્યો. આ અર્થથી તમામ દરબાર મનમાં રાજી થયું. હું મારે વીદાયગીરી લઇને ચાલતોથયો તે પાંસરો આંહીં આવ્યો.

કારબારી—કવીરાજ તમને કોઈ ઠગનાર પણ મળેછે?

નવોકવી—મળે તો ખરા પણ મુલકમાં રાતદીવસ ફરવાનું રહ્યું એટલે થોડેજ ઠેકાણે ઠગાઇએ. જોધપુરથી વળતાં રસ્તામાં એક નાનો તાલુકો આવેછે ત્યાનો તાલુકદાર કંજુસ તથા લોભી હતો, તેથી અનુમાનેજ ધાર્યું કે આંહી કાંઈ કદર થવાની નથી તો પણ ત્યાંનું દરબાર તથા રીતભાત જોવાની ઈચ્છા થયાથી ત્યાં જઈ નિચેનો દોહરો કહ્યો.

દીનને દાન જરીન દ્યો, આશીષ દઉ હે રાય;
સર્વ સ્થળે તમ શહેરમાં, સુનું સુનું થાય. ૪૬

આ ઉપરથી ઠાકોર કહેવા લાગ્યા કે તમે કાંઈ દીન નથી, માટે તમને દાન કે જરીન વસ્ત્ર દેવાની કશી જરૂર નથી, વળી કદાચ કાંઈ આપત તોપણ તમે આશીષથી વધારે શું બદલામાં દેવાના હતા, તે તો આગળથી દઈ ચુક્યા, અને તે આશીષ પણ કાંઈ નાંની સુની નહીં પણ

એમકે મારા શહેરમાં બધે સુન્નું થાય. તમામ શહેર ધનવાન થાય. કવિજી તમે આહીં તો ઉલટા ઠગાયા માટે નીરાંતે પધારો. મેં ઊત્તર આપ્યો કે સુનોજી હમે પણ દેશો દેશમાં ફરીયે છીયે તે ઠગાઈ શું નહીં. મહેરબાની કરી દોહરાનો અર્થ સાંભળી લ્યો, એટલે મનમાં ઓરતો ન રહી જાય. જુઓ અમને તમારા જેવાની દમડી પણ ન જોઇએ અમે કાંઈ દીન નથી. ઈશ્વરનો પુર્ણ પ્રતાપ છે. અમે તો શીખામણ તરીકે કહ્યું હતું. તેમછતાં મનમાં મલકાઈ અમને ઠગવા ધાર્યું તો તેમ નથી. અમે તો કહ્યું કે હે રાજા દીન એટલે ગરીબોને દામ જરી ન એટલે જરી પણ ન દયો તો એ આશીરવાદ દઊંછું કે—શહેરમાં બધી જગે તમ એટલે અંધારૂં ને સુનું એટલે કંચન નહીં પણ સુનકાર થાઓ. એ કહીને અમે ચાલતા થયા. (સભાનો વખત થઈ જવાથી કચેરી બરખાસ્ત થાયછે.)

---

# અંક સાતમો.

શ્રી હજુર આલી સારા સજ્જનો સમેત બીરાજ્યા તેવામાં પ્રધાનજીનો પુત્ર આશરે નવ વર્ષનો હાથમાં એક કાગળ લઈ આવ્યો. પોતાના બાપ પાસે સલામ કરીને બેઠો અને એ કાગળ બતાવવા લાગ્યો તે ઉપરથી.

નવોકવી—કેમ રાજેશ્રી એ શું છે?

છોકરો—એ ઈંગ્રેજી કક્કો છે.

નવોકવી—જોઉં તમારી પાસે ક્યાંથી આવ્યો?

છોકરો—મને એક મારા દોસ્તે ઊતરાવ્યો છે સાંભળો. એલ. ઈ. એન. વી. આર. સી. કે. બી. ડી. ઓ. આઈ. જે. જી. એમ. પી. એચ. અને એ. એટલા અક્ષર છે.

કારભારી—અલ્યા આતો બીલકુલ ક્રમવાર નથી તેમ નવ અક્ષર ઓછા છે.

છોકરો—ગમે તેમ છે પણ જેટલા અક્ષર છે તેટલા લખ્યા છે એટલે આટલા શીખીશ તો વાંસે નવ અક્ષરજ બાકી રહેશે.

ગઢવી—કવીરાજ આ ઈંગ્રેજી અક્ષર મેળવીને કંઈ છંદ બનેશે?

છોકરો—હા હા એનો દોહરો બનાવી આપો એટલે મારે યાદ કરવાનું ઠીક પડે, એક દોહરોજ યાદ રાખું એટલે આટલા બધા અક્ષર મોઢે રહે.

નવોકવી—(હાથમાં કાગળ લઈ તુરત બોલે છે) વાહ! આ તો ક્રમમાંજ ગોઠવાએલા છે ત્રણ તુકો તો તૈયાર બનેલી છે.

## દોહરો.

એલ, ઈ, એન, વી, આર, સી, કે, બી, ડી, ઓ, આઈ;
જે, જી, એમ, પી, એચ, એ, તું લે શીખ ઝટ ભાઈ. ૪૭

મતલબ કે એ અક્ષરો હે ભાઈ! તું શીખી લે.

ગઢવી—કવીરાજ હવે આ દોહરો પણ થયો એનો એક અર્થ પણ થયો હવે એનો બીજો અર્થ કરો. વાહ વાહ!

આજ ઠીક સપડાયા અક્ષર ઈંગ્રેજી છે એટલે એમાં ટટ્ટુ નહીં ચાલે. ગુજરાતી ભાષા હોય તો મારી મચ-રડીને અર્થ બેસાડું, કેમ બોલો બીજી રીતે કરો અર્થ, સુજ્ઞ કવીને વાર શી?

હજુર—બસ ગઢવી આ કાંઈ રીત છે આ બોલવું કેવું કહેવાય?

નવોકવી--કાંઈ ચીંતા નહીં અંદાતાજી. ગઢવી બોલેછે તો મારી કવિતાની યથાસ્થીત કદર થાયછે, ગઢવી તો મારી કસોટી થાયછે ( ગઢવી પથરછે ) ઈશ્વર ઈ-સ્છાથી એમની મનકામના પુર્ણ થશે. સાંભળો ગઢવી આજ હું બજારમાંથી આવતો હતો તે વખત એક ગુણકા પોતાના દીકરાને આંગળી વળગાડી બીડી પીતી પીતી ચાલી જતી હતી; હું એક વહોરાની દુકાને કાગળો તથા પેનસીલો ખ-રીદવા ઉભો રહ્યો ત્યાં એ આવી. છોકરો દુકાન માંહેનો સામાન જોતો જાય તથા એની મા બીડી પી મોંમાંહે ધુમાડાના ગોટેગોટા કાઢે તે જોતો જાય. બીડી પીવાની ટપ એટલે મોંમાથી ધૂમાડા નીક-ળતા જોઈ છોકરાને તેમ કરવાનું મન થયું તેવામાં તેની નજર એક આરસી સામી પડી હતો તેમાં પોતાનું પ્રીતીબીંબ સ્વસ્છ પડતું જોઈ તે પણ લેવાની વૃત્તી ખેંચાઈ, તેથી બોલી ઉઠ્યો કે આઈ, એ નવી આરસી લઈશું કે બીડી? પેલી નાયકા પાસે

તાકડે ઝાઝા પૈસા નહોતા એટલે કહ્યું કે તારી જી પીએછે તે તું લે ને ઝટ મોંમાથી ધુમાડા કાઢતાં શીખ. આથી તેણે બીડીયો પાસેની દુકાનેથી ખરીદી. આ વખત મને ઘણોજ અજાયબી જેવો લાગ્યો તે વખત ન દેખાવનો આ દોહરો કે—

એ લઇએ નવી આરસી, કે બીડી એ આઇ;
જે જી એમ પી એચ એ, તું લે શીખ ઝટ ભાઈ.

મતલબ એ ગુજરાતી ભાષાનોજ દોહરો છે પહેલી તુકોમાં છોકરાનો પ્રશ્ન છે અને બીજી તુકમાં એની જી. એટલે માનો ઉતર છે. કેમ હવે મનનું સમાધાન થયું ? બેલાશક જે શંકા રહે તે પુછજો મારી શકિત પહોચતાં સુધી તો ઉતર આપીશ.

આ ચતુરાઈથી તમામ સભા કવિનાં ઘણાંજ વખાણ કરવા લાગ્યા. હજુર સાહેબે ખુશી થઈ શીરપાવ બક્ષ્યો-બાદ ફરમાવ્યું કે—કવીજી ત્રણ અર્થ થાય એવો કોઈ દોહરો કહો.

નવોકવી—બહુસારૂં પૃથ્વીનાથ !

**દોહરો.**

ઠાકોર આજ્ઞા એજ છે, સાંભળ એ રણછોડ;
દેખ કહું કર ઝાલીને, તું આવેલને છોડ. ૪૮

પ્રથમ—એક ઠાકોર પોતાની કચેરીમાં બેઠા હતા ત્યાં પોતાનો એક રણછોડ નામનો સવાર પ્રગણામાં ગયેલ ત્યાંથી એક ચોર શક ઉપર હાથ આવ્યાથી સાથે લઈ આવી

દરબારને ખબર કરાવી, ત્યારે ત્યાં ફકત દરબાર ને કવી બેજ બેઠા હતા, તેથી દરબારે કવિને કહ્યું કે જે માણસ આવેલ છે તેને બાંધ્યો હોય તો હાથે ઝાલી રાખીને બીચારાને એકવાર મુશકા તો છોડ; તે ઉપ-રથી કવીએ નીચે ઊભેલ સ્વારને આ દોહરો કહ્યો.

ઠાકુર આગ્ના એજછે, સાંભળ એ રણછોડ;
દેખ કહું કર ઝાલીને, તું આવેલને છોડ.

ગઢવી—દોહરામાં બાંધે ભરમ તું આવેલને છોડ એમ કહેવાનું શું કારણ?

નવોકવી—અજાણ્યો માણસ પકડાઇને આવ્યો હોય તેનું નામ રાજા પાસે બેઠેલ કવિને ક્યાંથી આવડે, વળી તેનો તપાસ ચાલ્યા પહેલ ચોર કહેવો પણ મુનાસબ નહીં જેથી કહ્યું કે "તું આવેલને છોડ."

બીજો—એક ઠાકોર લૂટો કરતો હતો તે એક વખત પોતાના સાથે કેટલાક સ્વારો લઈ વગડામાં રખડતો હતો. પોતે એક ઠેકાણે સ્વસ્થચિત્ત બેસી એક ગાડી દુર દેખાતી હતી તેના તરફ પોતાના સ્વારોને લૂટવા સારૂ જવા ફરમાવ્યું, તેમાં રણછોડ નામે શક્ષ આગવો હતો. પેલા સ્વારો ગાડી વાંસે ગયા કે થોડીવારમાં વાંસેથી ગાડી સાથેના ત્રણ સીપાઇઓ ઠાકોર પાસે થઇને ગયા એટલે એક માણસ જે પોતા પાસે હતો તેને કહ્યું કે તું ઝટ જા ને રણછોડ વીગેરેને પાછા બોલાવી લાવ. નહીં તો વળાઊઓથી

તકરાર થશે ને પરીણામ સારૂં નહીં આવે. આ માણસ આડે રસ્તે થઇને દોડતો રણછોડ તરફ ગયો તો તે લોકો ગાડીવાંસે લાગેલા તથા ગાડીવાંન ગાડી દોડાવે જતો હતો. આ દેખાવ જોતાંજ પેલા માણસે રણછોડને કહ્યું એ રણછોડ ઠાકોરે કાંક કહાવ્યું છે તે સાંભળ. પણ પેલોતો ધુનમાં ધસ્યોજ જતો હતો; છેવટ આ માણસે તેનો હાથ પકડીને પીઠ તરફ આવતા સીપાઈયો સામો હાથ કરીને કહ્યું કે આ જો ને આ વેલને છોડી દે. આથી પેલા તમામ ચોરટા નાશી ગયા પણ આ વખત એ ગાડીમાં બેઠેલ કવિને એટલો બધો વિચિત્ર લાગ્યો કે, તે હમેશ યાદ રાખવા આ દોહરો બનાવ્યો કે ઠાકોરનો હુકમ એ રણછોડ તું સાંભળ વળી તેના હાથ ઝાલીને કહે દેખ ને તું આ વેલ એટલે ગાડીને છોડી દે—દેખ કહીને વાંસેના વોળાઉ બતાવ્યા—

ત્રીજો—એક કવિની પાસે રણછોડ નામનો ગાડીવાન હતો. એક દીવસ કવિ જે સરદાર પાસે નોકર હતો તેની રજા લઈ પોતાને સ્વદેશ જવા નિકળ્યો. એક ગાઉ આશરે ગયો હશે ત્યાં વાંસેથી એક દોડતા સ્વારે આવી ચીઠી આપી. કવિ ચીઠી વાંચવા લાગ્યો એટલે ગાડીવાંન આવેલ સવારથી વાતો કરવા લાગ્યો. ચીઠી માંહે લખેલ લતું કે તમારે માટે સીરપાવ હાલ હું મોકલું છુ તથા બીજી કાંઈક સલાહ પુછવા અને

હકીકત કહેવા મારો માણસ આવેછે, માટે તમે આ ઓડી પહોચે ત્યાં રોકાજો. આથી તેણે પોતાના ગાડીવાનને કહ્યું કે—"ઠાકોર આજ્ઞા એજછે સાંભળ એ રણછોડ" પણ પેલોતો સવારથી વાતોમાં પડેલ તેથી ન સાંભળ્યું એટલે તેનો હાથ ઝાલીને કહ્યું કે "દેખ કહું કર ઝાલીને, તું આ વેલને છોડ." યાને હાથ ઝાલીને કહુછું સામુ જો તું આ વેલ એટલે ગાડીને છોડીનાખ—

ચોથો—એક ઠાકોર પોતાના બગીચામાં સહેલગાહ વાસ્તે નીકળ્યા, ત્યાં એક વીલાયતી સુંદર સામટી અને સુરંગી ફુલદાર વેલ બંગલાના બારણાની પાસે ઉભી કરેલ ગોળ કમાન ઉપર ચઢાવવાને સારૂ બાંધેલ હતી; આ નવી મરડીને એતરેહ બાંધેલ તેથી સુકાતી નજરે પડવાથી ઠાકોરે એક પાસબાંનને કહ્યું કે આપણા બાગના રણછોડ માળીને કહી દેજે કે આ વેલીને તું પોતેજ છોડી નાંખજે; અને તેને જેમ વધે તેમ વધવા દેજે નહીંતો આવી ખુબસુરત વેલી સહજમાં ખોશું. આ ઉપરથી તે પાસબાન જે સહજ દોહરા બનાવતો હતો તેણે માળીને જઈ આ દોહરો કહ્યો કે, ઠાકોરનો હુકમ રણછોડ એજછે જો તું સાંભળ કે આ વેલીને તું તારે હાથે ઝાલીને છોડી નાંખ.

પાંચમો—એક માણસ એક સુંદર નવિન જાતની નાની વેલ અને કશાકનો છોડ આ ઠાકોર પાસે ભેટ લઈ આ-

બ્યો. ઠાકોરે ભેટ સ્વીકારી બાગમાં મોકલી દેતાં રણછોડ માળીને કહાવ્યું કે આ વેલી ને છોડ બનેને તું જાતે હાથ અડાડીને જોઈ તપાસી મને નામ બાસીઆત કહાવી મુકજે. જે વખત આ વેલ તથા છોડ બંને બાગમાં માળીને સોંપતાં ઠાકોરનો હુકમ પેલો માણસ સમજાવવા લાગ્યો તે વખત એક સાધારણ કવિ બગીચામા ફરતો ફરતો ત્યાં ઉભો હતો તેણે આ દોહરો બનાવ્યો કે, ઓ રણછોડ તું સાંભળ ઠાકોરનો હુકમ એજ છે કે તું આ વેલ અને છોડ એ બનેને હાથમાં ઝાલીને દેખ, એટલે જો એ મારૂં કહેવું છે—

આ પ્રમાણે અર્થ થાયછે વળી થોડીવાર બાદ નવો કવિ બોલ્યો—એક વખત સાત કવિતાના શોકી બેઠા હતા ત્યાં એક જણે આવી નીચેનો દોહરો કહ્યો.

**દોહરો.**

હુકમ કરીને કંથજી, આપ ગયાતા બ્હાર;
અમલ કીધ મેં તે મુજબ, આરસી લાવી ચાર. ૪૯

સાતે જણાએ નિશ્ચય કર્યો કે ગમેતેમ કરીને પણ આનો સહુ એકેકો અર્થ કરો. પછી સાતે જણાએ એક પછી એક એમ નીચે મુજબ અર્થ કર્યો.

પેલો—એક સ્ત્રી પોતાના સ્વામીને કહેછે કે હે કંથજી, આપ હુકમ કરીગયા હતા કે હું બહારથી આવું ત્યાં સુધીમાં તું ચાર આરસી બજારમાંથી લેતી આવજે, તે મુજબ

મેં અમલ કર્યાં અને ચાર આરસીઓ લાવી,

બીજો—એક ઓરતને તેના ખાવીંદે બહાર જતી વખત કહી રાખેલ કે-હું બાર જઈ આવું ત્યાંસુધી ચાર રસીયો લેતી આવજે તે મુજબ ખાવીંદ ઘરમાં આવ્યા પે'લ લાવી રાખી. ખાવીંદ ઘરમાં આવ્યો ત્યારે ઉપરનો દોહરો કહ્યો કે હું આ ચાર રસી લાવી—

ત્રીજો—એક માણસનો સસરો ચાંદી સોનાથી રસવાનું કામ કરતો હતો, તેણે પોતાની બાયડીને બહાર જતી વખત કહી રાખેલ કે આ ચાર પ્યાલીઓ રસી લાવજે તે મુજબ પેલી રસી લાવી, અને જ્યારે પેલો માણસ ઘરમાં પાછો આવ્યો ત્યારે તેણે આ દોહરો કહ્યો કે- આ ચાર ચીજો હું રસી લાવી.

ચોથો—એક સૂજ્ઞ પત્નીનો પતી કંઈક સંસારીક કષ્ટમાં સપડાયાથી તેમાંથી મુક્ત થવાને ઘણીવાર વિચાર કર્યા પણ વૃત્તી શાન્ત ન હોવાથી કશું ચીતનું શાંતવન ન થયું જેથી તેની સુઘડ પત્નીએ કહ્યું કે—આપ જરા બ્હાર હરી ફરી આવો એટલે ચીત જરા પ્રફુલ્લીત થાય, દરમીયાંન આપની આજ્ઞા હોય તો હું પણ મારી અલ્પમતી અનુસારે વિચાર કરી નિવેદન કરૂં. આ સલાહ માની તે બહાર ગયાબાદ જ્યારે પાછો ઘરમાં આવ્યો ત્યારે પેલીએ પોતાના વિચાર બતાવ્યા. ત્યારે પતી ઘણો પ્રસન થઈ બોલ્યો કે અહા! આવા રસીલા વિચાર તે ક્યારે કર્યા ત્યારે ઊતરમાં આ દોહરો

કહ્યો કે આપ આજ્ઞા કરીને બહાર ગયા ત્યારે મેં તે મુજબ અમળ એટલે મળા રહીત કરી આ રસીલા વિચાર કર્યા.

પાંચમો—એક સજ્જન લખતાં લખતાં થાકયો ત્યારે પોતાની ભણેલ પ્રીયાને હુકમ કરી ગયો કે હું બહાર જઈ આવું ત્યાં સુધી આ લખી નાંખજે. આ ઉપરથી પેલીએ લખી તૈયાર કરી. જ્યારે કંથ આવ્યો ત્યારે કરેલ લખાણ બતાવવા તેની પાસે ગઈ ત્યારે પેલો તો પોતે લખી નાંખવા કહેલ હતું એ વાત ભૂલી ગયો, જેથી પુછયું કે તારે શું કામ આટલું બધું લખી આ શ્રમ લેવો પડ્યો? ત્યારે તેણે ઉત્તર આપ્યો કે-હે કંથજી આપ આજ્ઞા કરીને બ્હાર પધારેલ તે મુજબ મેં આ અમલ કર્યો. હે રસીલા તું વિચારય એટલે યાદ કર.

છઠો—એક અમલસાહ નામના કવિએ પોતાના નામ ઉપરથી અમલ નામનો નવો છંદ શોધી કહાડી તે મુજબ એક બીજો બનાવવા પોતાની વહાલીને કહી બ્હાર ગયો. થોડીવારે પાછો આવ્યો ત્યારે તેની વ્હાલી આ દોહરો બોલી કે—હે કંથજી આપ આજ્ઞા કરીને બ્હાર પધારેલ તે મુજબ મેં આ અમલ છંદ બનાવ્યો તે હે રસીલા તું વિચાર કે માત્રા અક્ષર આદી બરાબર છે કે—કાંઈ ભુલ છે.

સાતમો—એક અફીણીએ પોતાની વહુને કસુંબો કાઢી સરસ

અફીણ તૈયાર કરવાનું કહ્યું. પેલી આ બાબતની ગોઠવણમાં હતી; એવામાં બહારથી કોઈક મીત્રનું માણસ તેડવા આવ્યાથી પોતે વહુને "હમણાં હું આવુંછું કસુંબા તૈયાર રાખજે" કહી પધાર્યા. મીત્રને ત્યાં ખૂબ અમલ પાણી થયાં નાસ્તો આવ્યો અને ગમત થઈ તેથી ચાર કલાક બાદ મધ્યાને ઘેર પધાર્યા. પેલી બીચારી અફીણ તૈયાર કરીનેજ બેશી રહી હતી. આ મહેરબાને તો જઈને તુરત ઠપકો દેવા શરૂ કર્યા. અત્યારે બપોર દીવસે કેમ અમલ સુંથેછે, અને પોતે હુકમ કરીને ગયેલ તેતો ભૂલી ગયા. પેલીએ હાથ જોડીને કહ્યું કે—કંથજી આપ હુકમ કરીને ગયા હતા તે મુજબ આ અમલ (એટલે—અફીમ) મેં કરેલ છે. હે રસીલા વીચાર એટલે વીચાર કરતાં યાદ આવશે.

ઉપર મુજબ સાતે જણે યથાશકિત અર્થ કર્યા—
કવિનાં સહુ વખાણ કરતા કરતા કચેરી બરખાસ્ત
થવાથી ઉઠી પોત પોતાને ધંધે વળગ્યા.

---

## અંક આઠમો.

---

આનંદમય મીજલસ શીરસ્તા મુજબ કલોલ કરી રહી હતી. તમામ કવિયો પોત પોતાની શકિત બતાવી રહ્યા હતા, તેવામાં એક કામદારનો જવાન દીકરો કવિની પાસે

આવીને બેઠો, અને કહેવા લાગ્યો કે કવિરાજ મારે રૂપાની દવાત જોઇએ છીએ, તે બાબત બેત્રણ વખત હજુરમાં અરજ કરી પણ હજી હુકમ થયો નથી માટે આપ કાંઈ કવિતા બનાવી આપો તો સરકાર સાહેબ તુરત તે ઉપર ધ્યાન દેશે ને મારૂં કામ થશે. આ ઉપરથી કવિએ એક સોરઠો બનાવી આપ્યો પણ તે સાથે કહ્યું કે હમણાં ઈશારો ન કરતાં હું ઈશારો કરૂં તે વખત અરજ કરજો. થોડીવાર બાદ ગઢવી જરા લંગડાતા તથા પહોળા પગ રાખીને ચાલતા આવ્યા. સલામ કરીને બેઠા પછી તેમને એક કારબારીએ પુછ્યું કે આમ હીંડોછો તે કાંઈ દરદ છે? ગઢવી શરમાઈ જવાથી ખરી વાત ન કહી શક્યા અને ગુમડું થયાનું બાનું કાઢ્યું. આ વાત ચાલતી હતી કે તુરત પેલા કવિએ પાસે બેઠેલ છોકરાને ઈશારો કરવાથી તે બોલી ઊઠ્યો.

### સોરઠો.

દવા તમને અપાય, ખરેખાત જો ચાંદીની;
તો આરામ પમાય, મટે હૃદય કેરી વ્યથા. ૫૦

આ વાત સાંભળી બધા અજાયબી પામી ગઢવી તરફ જોવા લાગ્યા. પેલા કારબારીએ પુછ્યું કે, ગઢવીજી તમને ચાંદી થઈછે એમ આ ભાઈના બોલવાપરથી સમજાય છે. ગઢવી બીચારો ખરી વાત ખુલી એટલે શું બોલે પણ તેને સાફ ભાંઠો પડેલ જોઈ, દરબારે પેલા કવિને આદ્યીઅથી દોહરો સમજી અર્થ કરવા ફરમાન કર્યું ત્યારે

તે બોલ્યો કે આ દોહરાનો પહેલો અર્થ તો એમ સમજાયો કે તમને જો ચાંદીના મરજની દવા અપાય તો આરામ થાય ને દરદ જાય. પણ એનો ખરો અર્થ તો આ ભાઈની અરજ છે તે એવી રીતે કે, દવાત મને જો ખરેખરી ચાંદીની બનેલી મળે તો મારૂં દીલ ખુશ થાય. આ અર્થથી હજુરે ખુશી થઈ પેલા છોકરાને ચાંદીની દવાત આપવાનો હુકમ ફરમાવ્યો.

કવી—ગઢવી તમારે તો વાત ઢાંકવા જતાં ખુલ્લી તો થઈ પણ અર્થ કરવાની મજા સવાર જેવી પડી.

શ્રીહજુર—કેમ સવારમાં શું થયું હતું?

કવી—સવારમાં હું એમને ઘેર ગયો હતો ત્યાં આપણા હકીમજી સાહેબ પણ પાક બનાવવા બોલાવ્યાથી આવ્યા હતા; તે વખત ગઢવીનો એક શીષ્ય નીચે લખેલો દોહરો આવીને બોલ્યો.

આવ્યા ઘેર હકીમજી. બનાવવાને પાક;
વાપરવા લાવ્યો તદા, મોતીઆ શુધ રાખ. ૫૨

એ વખત અમે ત્રણ ચાર જણા બેઠા હતા. તે કાલે જેમ નવા કવીએ વાત કહેલ તેમ સહુએ આ દોહરાનો એકેકો અર્થ કરવા માથે લીધું.

પ્રથમ મેં અર્થ કર્યો કે—ઘેર હકીમજી પાક બનાવવા આવ્યા છે તેમાં વાપરવા સારૂ એ મોતીશું તું આ ધરાખ લાવ્યો? આવો પ્રશ્ન એણે મોતી નામના ગઢવીના નોકરને પુછ્યો. કારણ તે બજારમાં ગયો હતો.

ત્રીજો—ઘેર હકીમજી પાક બનાવવા આવ્યા તે વખત ( કુંભામાં ) વાપરવા આ મોતીઆ લાવ્યોછું લે શુધ રાખ એટલે ચોખા રાખ.

ચોથો—લાવ્યો તો હશે મોતીઆજ પણ સહુ દેખતાં મોતીઆ લાવ્યોછું કહેવું જરા અસભ્ય લાગે તેથી કહ્યુંકે અલ્યા મોતી, હું આ વાપરવા લાવ્યોછું તે શુદ્ધ રાખ એટલે કોઈ અભડાવે નહીં તેમ.

ચોથો—હકીમજી એ પાકમાં મોતીની ખાખ નાંખવા મરજી બતાવી મોતી મંગાવ્યાં હશે તેથી કહ્યું, કે આ મોતી ચોખાં લાવ્યોછું તે રાખ—

પાંચમો—એમ નહીં, ખાખ તૈયારજ લાવેલ હશે પણ ખાતરી થવા તે ખાખ લઈ આવનાર મોતીને પુછ્યું કે શું આ તું શુદ્ધ રાખ લાવ્યોછું? આવી રીતના પાંચ અર્થ કર્યા બાદ વાતો ચાલી. ગઢવીજી કહે હું હાલ દવા ન લઉં ને હકીમજીનું કહેવું કે પછી દરદ ઘર કરી જશે માટે વેળાસર દવા કરો. આ હકીકત સાભળી ગઢવીનો શિષ્ય જે થોડી ઘણી કવિતા કરી.જાણતો હતો તે બોલ્યો.

**દોહરો.**

દવા પહેલે કરવીને, આખરી માંહે ન હોય;
શિક્ષા દેને ના સુણે, તે નર મુરખ હોય.

શીષ્ય—ગઢવીજી દવાતો શરૂવાતમાંજ કરવી આખરીમાં ન હોય ને આવી શીખામણ દેતાં ન સાંભળે તેતો મુરખ કહેવાય.

ગઢવીજી તો આ શબ્દો સાંભળીને લાલચોળ થઈ બોલી ઉઠ્યા કે તમે મને શીખામણ દેનાર કોણ ને મુરખ કેહેનાર કોણ? શીષ્યે પણ કહેતાં તો કહ્યું પણ વાંસેથી વીમાસણ થઈ અને મારા તરફ જોયું ત્યારે મેં હુંડા પાડ્યા કે એ છોકરો કાંઈ પોતા તરફથી નથી કહેતો એણે તો માત્ર આ હકીમજી ના કહેવાનું કવિતમાં કહી બતાવ્યું.

ગઢવી—બસ એણે મને દવા પણ પહેલેથી કરવી ને આખરીમાં નહોય એ વીગેરે શું કામ કહેવું પડ્યું શું હું નથી સમજતો?

મેં જવાબ દીધો કે તમે તપી ન જાઓ જરા શાન્ત થઓ એ શીષ્યે તો તમારૂં નામ અજવાળ્યું. જુઓ ખાસા! હીઅર્થી દોહરો કહ્યો તેમ તમારા કહેવા મુજબ એ દવા કરવી ન કરવી એતો કાંઈ બોલ્યોજ નથી; એણે તમને ઈશારામાં સમજાવ્યા કે “દવા” શબ્દની પહેલાં “વી” કર અને તેની આખરીમાં “ન” અક્ષર હોય એટલે વિદ્વાન હોય તે શીખામણ દે એ મુરખ માણસ હોય તો ન સાંભળે, એટલે વિદ્વાન તે હકીમજી સલાહ આપેછે તેમ ચાલો વાહ વાહ! “ગુરૂથી ચેલા આગળા” એમ સારી રીતે સમજાવી હું મારે ઘેર ગયો.

હજુર—નવાકવિ કોઈ વાત ચલાવો.

નવોકવી—બહુ સારૂં પૃથ્વીનાથ. એક વખત આપ જેવા કદરદાંન સરદારની પાસે એક સારો કવી હતો તેને તથા એક હજુરના ખાસ કારકુનને મૈત્રી હતી.

આ કારકુન મશાલ મળવા હમેશ અરજ કરતો પણ કાંઈ અરજ લેખે લાગતી નહોતી તેથી તેણે કવિને કહ્યું કે ભાઈ કાંઈ તદબીરથી મશાલ અપાવો તો ઠીક. કવીએ ઉતર દીધો કે કાલે હું આપું તે દોહરો દરબાર પાસે વાંચી અરજ કરવી અને દરબાર તે દોહરા મુજબ આપવા કબુલાત આપે તો તેનો અર્થ કરવા મને કહેવું; પછી બીજે દીવસ કચેરી ભરાઈ હતી ત્યાં કારકુને આ દોહરો વાંચ્યો—

**દોહરો.**

નવીનામનને શાલની, છે ઇચ્છા ભરપૂર;
તે આપો ઇજત વધે, કરૂણા કરી હજૂર. ૫૩

પેલા કારકુનને બે સ્ત્રી હતી. વાંસેથી પરણ્યો હતો તેને નવી કહીને સહુ બોલાવતું એ વાત દરબાર જાણતા હતા, ને વળી મોસમ પણ ટાઢની હતી તેથી સાફ સમજાયું કે પોતાની નવી સ્ત્રીને શાલની ઇચ્છાછે તે આપો. આ ઉપરથી દરબારે કહ્યું બહુ સારૂં; આ દોહરો તમે બનાવ્યો? કારકુને જવાબ દીધો કે ના અંદાતાજી આ કવીરાજે બનાવી આપ્યો ને તેનો અર્થ પણ તેઓ જાણેછે; કારબારી એ કહ્યું કે એમાં અર્થ કરવા જેવું શું છે એમની નવી વહુને શાલની જરૂર હોવાથી તે અરજ કરીછે. કવિએ કહ્યું કે તમારી ભૂલછે એનો અર્થ તમને સમજવો હોય તો સાંભળો. ન અક્ષરવીના મન એટલે "મન" માંથી ન જાય એટલે મ અને શાલ એટલે મશાલની ઇચ્છા ભર-

પૂર છે, તેને માટે અરજ છે, અને દરબાર સાહેબે તો તુરત દોહરાની મતલબ જાણી લઈ હુકમ પણ કરી દીધો. વાહ! આવા સમજુ સરદાર થોડાજ હશે દરબાર મનમાં તો આ તરકીબ સમજ્યા પણ કવીની ચતુરાઇથી ખુશી થવાને લીધે તેનાં સારી પેઠે વખાણ કરીને પેલા કારકુનને મશાલ અપાવવાનો હુકમ કર્યો.

કારભારી—કવીરાજ તમારા તરફ કોઈ સારો માણુસ ઘેર આવે તો શું સરભરા કરવા રીવાજછે? કસુંબો તો નહીં હોય તો પછી બીજુંકાંઈ પાતા હશે કે કેમ?

ગઢવી—કવિજી ગલીચા વીશે કાંઈ બોલો.

નવોકવી— દોહરો.

ચા પહેલે ગાલી લઈ, રંગીન ગરમી દાર;
આવે સજન ઉપયોગ કર, શુભ દીસે તે ઠાર. ૫૪

સારા માણસને આવવાનું સાંભળીને પહેલેથી ચા ને ગાળી લેવી અને તે સરસ રંગ પકડે અને ગરમાગરમ હોય તે સારો માણુસ આવે ત્યારે વાપરે તો તે જગ્યાએ એથી સારૂં લાગે.

ગઢવી—કેમ મે કહ્યું તેતો સાંભળ્યુંજ નહીં કે શું?

નવોકવી—સાંભળ્યું સાહેબ અને આપના ઉત્તરમાં પણ એજ દોહરો.

ગઢવી—હું ગાલીચાનું પુછુંછું ત્યાં પોતે ચાનો જવાબ બતાવેછે.

નવોકવી—હવે તો દીન બદીન જરા અર્થ સમજવાની તસ્દી લેતા જાઓ. ચા શબ્દની પહેલાં ગાલી લઇએ એ-

ટલે ગાલીચા થાય તે-રંગીન અને ગરમીદાર એટલે ઉમદા ઉનના બનેલા હોય અને રંગીન એટલે માંહે સારા સારા રંગના બુટ્ટા હોય તે સારો માણસ આવે ત્યારે ઉપયોગ કરે તો એટલે બીછાવે તે ને ઠાર એટલે ઠેકાણું સારૂં દેખાય. ગઢવીજી જરા હવે દ્વીઅર્થી સમજતા જાઓ નહીં તો પછી મુસ્કેલી પડશે જુઓ આવાંદ.

સોરઠો.

તમને કરીને દુર, મને જંપ સુખ શાન્તી દે;
કરે એમ શ્રી હજુર, થાય ખચીત આનંદ નિત્ય.૫૫

કારભારી—બરોબરછે એમને વારંવાર ઠપકા મળે વચમાં ન બોલવાનું ફરમાન થાય અને વળી બેસાડેછે પણ દુર, અને એમને પાસે બેસાડી હરેક વાતે સંતોષ પમાડે છે એટલે હજુર સાહેબ એમ કરે છે તો સાથે હમેશે આનંદ પણ થાયછે.

ગઢવી—ભાઈ એમ કરેછે તેની તો કાંઈ ચીંતા નહીં માલીક છે એઓના બોલવાપર વધારે ભાવછે, પણ આતો દરબારને અરજ કરી કે તમને એટલે મને (ગઢવીને) દુર કરે એટલે રજા આપે અને તેમ કરીને પોતાને જંપ અને સુખ આપે એટલે હું વારંવાર એમને કવિતા સંબંધી પ્રશ્ન પુછુંછું તે બધી વાત મટે, એવું જો હજુરસાહેબ કરે તો પોતાને (નવાકવીને) ચીતમાં હમેશે આનંદ થાય, મતલબ કહેવાની કે મારૂં સાલ

એમને નડેછે. આ એમના સોરઠાની મતલબ ગણો કે એમની અરજ ગણો, એઓ હમેશાં દ્વીઅર્થી કેહેછે તેમ આપણ દ્વીઅર્થી છે. ભલે દરબાર અંદાતા માલીક છે. આજસુધી પરવશ કર્યાછે. જુના નોકર છીએ અને આ મુજબ કરવું સારૂં લાગશે તો તેમ કરશે. ભલે ભાઈ મારી પહેડી દર પહેડી ભોગવેલો ગીરાસ તમે ભોગવજો.

હજુર—(હશીને) વાહ ગઢવી વાહ? આજતો કાંઈ ખૂબ ઊદાસ થઈ ગયા; વાહ! ખૂબ દ્વીઅર્થી કરી આવ પથર મારા પગપર પડ જેવું કર્યું. એમનો કહેવાનો ભાવાર્થ સમજ્યા પહેલ શું કામ કાંઈ બોલોછો? કવીજી એમને તમારા સોરઠાનો અર્થ સમજાવો.

નવોકવી—તમ શબ્દ તો આજકાલ પણ બેચાર વખત ચરચાઈ ગયો છે ને તમે કેમ ભૂલી જાઓછો? તમ એટલે અંધારૂં એટલે આવા આવા કુતર્ક છે તેને દુર કરો અને મને એટલે મનમાં જરા જંપ અને શાન્તતા રાખો. જેમ અત્યારે તેમ ન થઈ જતાં શાન્તવૃત્તિ રાખો. અને એવી રીતે તમે શ્રી નવાબ સાહેબ તેમના હજુરમાં વરતો તો ખચીત હમેશાં આનંદ થાય, પણ જેમ હાલ તમે ખોટું માની લઈ રંગમાં ભંગ પાડવાનું કરો તો પછી સામો કોક ચઢાઊ પ્રકતીનો હોય તો ઊલટો વિક્ષેપ થાય. કેમ હવે અર્થ સમજ્યા?

અમીર—કવિરાજ તમે શું કામ ગઢવીથી વીશેષ પ્રસંગ ચલાવો છો? તેમ આ સોરઠો પણ ઘઢવીને કહેવા કરતાં કોઈક કદરદાંનને કહ્યો હોતતો તેની આવી માઠી કદર થવાને બદલે અલબત સારી કદર થાત.

નવોકવી—આપની એમ ઈચ્છા હોય અને આપ એટલી મારામાંથી ખામી કાઢવા ચહાતા હોતો તેમ નથી. મેં આપની સલાહ મુજબ અવલથીજ આખી કચેરીમાં સહુથી વધારે કદરદાંન આપણા હજુર સાહેબ તેમને માટેજ આ દોહરો કહેલો છે, તે એવી રીતે કે, આખા પ્રગણામાંથી તમ એટલે જુલમ અન્યાય રૂપી અંધકાર કાઢી નાંખ્યો છે અને તેથી કોઈ તરફથી રાડ બુમ ન આપવાથી ચીતમાં જંપ અને શાન્તી છે. અને શ્રીહજુર સાહેબ એમ કરેછે તેથી ખરેખાત પોતાના ચીત્તમાં અહરનીશ આનંદ રહેછે. આ મારે કહેવાનું તાત્પર્ય છે. કેમ હવે આપ તથા ગઢવી સાહેબ બંને સજ્જનો સંતોષીત થયા હશોજ.

કારબારી—વાહ કવિરાજ વાહ! ખરેખાત દરબાર સાહેબનો એવોજ ચુસ્ત બંદોબસ્ત છે તેમ તમારી કવિતાનો પણ એવા સરસ બંદોબસ્ત છે કે માંહે કોઈ રીતની ખામી નજ હોય.

(સભા બરખાસ્ત થાયછે.)



# અંક નવમો.

પાટવી સાહેબ જાદા ખુદાવાંદ બીસમીલ્લાખાનજી સાહેબ આટલા દીવસ પ્રગણામાં સ્વારી ફરવા પધારેલ, ત્યાંથી આજ રોજ આવ્યાથી તેઓ સાહેબ પોતાના પીતાજીની શેવામાં હાજર થયેલા હતા. તમામ ખાસમંડળના લોકો પણ આવેલ હતા અને નવોકવી પણ આવેલ હતો. ચીત્રકાવ્ય વિશે વાત નીકળતાં એક કવી બોલ્યો કે આજ અંક કંકણ નામનું ચીત્ર મારા જોવામાં આવ્યું તેમાં એક સવૈઓ લખેલ હતો તે જુદી જુદી રીતે વંચાતો હતો, અને તેમાંથી જુદા જુદા છંદો પણ કેટલીક પ્રકારના હતા આવી રચના કરવાનો મારો ઇરાદો થયોછે ને ઇશ્વર ઇચ્છાતો બનેથી હજુરમાં લાવી અર્પણ કરીશ. ત્યારે ખચીત હજુરનું ચીત પણ ખુશ થશે. આ ઉપરથી સરકાર સાહેબે પોતાની પાસેજ નવોકવી બેઠેલ તેને કહ્યું કે કવીજી આજ તો તમારાં પ્રથમનાં બનાવેલાં કોઈ ચીત્રો હોય તો તે બોલો અને આંહીં કાગળ કલમ લઈ કાઢી બતાવો. તે ઉપરથી નવો કવી નીચેનું કંકણ કાઢી કીરીટ છંદ બોલ્યો તથા એવીશે ચરચા ચલાવી.

આ છંદમાંથી નીચે લખેલ વીગેરે છંદો નીકળે છે.

**દોહરો**

પ્રેમ સુપંથ તમામ પતી, તેમ અનંત સુનામ;
ક્ષેમ શ્રીમંત દમામ ધૃતી, રેંમ ધીમંત સુકામ. ૧
પતી ઠરી શૂર હમેશ ચહે, અતી કરી પૂર ધનેશ;
ધૃતી ભરી ઉર વિશેષ ગ્રહે, ગતી ધરી નૂર નરેશ. ૨

**સોરઠો.**

પ્રેમ સુપંથ તમામ, તેમ અનંત સુનામ અતી;
ક્ષેમ શ્રીમંત દમામ, રેંમ ધીમંત સુમાન કૃતી. ૧
પતી ઠરી શૂર હમેશ, અતી કરી પૂર ધનેશ રહે;
ધૃતી ભરી ઉર વિશેષ, ગતી ધરી નૂર નરેશ વહે. ૨

**તોટક.**

સહી પ્રેમ સુપંથ તમામ પતી,
અહીં તેમ અનંત સુનામ અતી;
ચહી ક્ષેમ શ્રીમંત દમામ ધૃતી,
રહી રેંમ ધીમંત સુકામ ગતી. ૧
ઠરી શૂર હમેશ ચહે ભપતી,
કરી પૂર ધનેશ રહે સુખથી;
ભરી ઉર વિશેષ ગ્રહે સુમતી,
ધરી નૂર નરેશ લહે કીમતી. ૨

**માલતી.**

સુપંથ તમામ,
અનંત સુનામ;
ધીમંત સુકામ,
શ્રીમંત દમામ. ૧

**મોતીદામ.**

હમેશ ચહે ભૂપતી સહી પ્રેમ,
ધનેશ રહે સુખથી અહીં તેમ;

**કામછંદ.**

પ્રેમ,
તેમ;

વિશેષ ગ્રહે સુમતી ચહી ક્ષેમ, રે'મ,
નરેશ લહે કીમતી રહી રે'મ. ૧ ક્ષેમ. ૧
સુપંથ તમામ પતી ઠરી શૂર,
અનંત સુનામ અતી કરી પૂર;
શ્રીમંત દમામ ધૃતી ભરી ઉર,
ધીમંત સુકામ ગતી ધરી નૂર. ૨

**રોલાછંદ.**

તમામ પતી ઠરી શૂર હમેશ ચહે ભૂપતી સહી,
સુનામ અતી કરી પૂર ધનેશ રહે સુખથી અહીં;
દમામ ધૃતી ભરી ઉર વિશેષ ગ્રહે સુમતી ચહી,
સુકામ ગતી ધરી નૂર નરેશ લહે કીમતી રહી. ૧

**ગીતી વૃત.**

સુપંથ તમામ પતી ઠરી, શૂર હમેશ ચહે ભૂપતી સહી પ્રેમ;
અનંત સુનામ અતી કરી, પૂર ધનેશ રહે સુખથી અહીં તેમ. ૧
શ્રીમંત દમામ ધૃતી ભરી, ઉર વિશેષ ગ્રહે સુમતી ચહી ક્ષેમ;
ધીમંત સુકામ ગતી ધરી, નૂર નરેશ લહે કીમતી રહી રે'મ. ૨

આ પ્રમાણે મોદક છંદ, બે દ્રુત વીલંબીત, બે દુમીલા, રૂઆરા, મદીરા, ત્રીભંગી, અરીલ વીગેરે છંદ લખાય છે પણ વધારે જગ્યા રોકાય એમ જાણી તથા તેમની મતલબ એની એજ નીકળે છે જેથી લખતો નથી, કારણ કોઈ છંદ અર્થ રહીતપણ રહે.

કારભારી—કવીજી આ કીરીટ છંદનો અર્થ કરો તો ઠીક.

નવોકવી—સારા રસ્તામાં પ્રેમ અને તમામના પતી અને
હમેશ શૂર ચહી સહી એટલે સાચા ભૂપતી હમેશ
ઠરો; તેમ અનંતા સુનામ સારી પેઠે કરી હમેશ
ધનવાળા અને સુખથી આ લોકમાં રેહો. મનમાં-
હીમત ભરીને એ શ્રીમંતનું ક્ષેમ ચાહીને વધારે
દમામ અને સુમતી ધરો. અને બુદ્ધીશાળી સારા
કામમાં ગતી ધરીને રેહેમ ધરીને એ નરેશ કીમ-
તી નૂર એટલે તેજ મેળવો એવા આશીરવાદ છે.

આ છંદ તમામ એક બીજાના હાથમાંથી લઈ જોઈ
કવિનાં વખાણ કરેછે, પછી નવો કવી નીચે મુજબ કવિતા
પાટવી શાહજાદાને માટે બનાવી લાવેલ તે બતાવે છે.

वी

र म ह

त ब ळ बु द्धि

नुं श्री बा बी कु ळ भा

न की र्त्ती ज स वि श्वे भ र्यो

मी

ला

खा

न.

દોહરો.

વીર મહત બળ બુદ્ધિનું, શ્રી બાબી કુળભાન;
કીર્ત્તી જસ વિશ્વે ભર્યો, વિમળ બીસમીલ્લાખાન. ૫૭

છત્રબંધ.

# ધનુષ
# પ્રબંધ
# દોહરો.




દોહરો.

બને સરસ જગ નામના, વધે ચહું દીશ માન;
ખાન પાન દે ગરીબને, સરસ બીસમીલા ખાન. ૫૮




### દોહરો.

જોરદાર દરબાર ધીર, નરપરવર સરદાર;
સાર ઉર ધરનાર સ્થીર, શુરવીર ડર હરનાર. ૫૯

આ દોહરો અશ્વગતીમાં કપાટ પ્રબંધ ગોમુત્રીકા વીગરે પાંચ રીત લખાય છે.




છપય.

જય જય જય કીરતાર, વિશ્વ ઉદ્ધારક સુખકર;
જગત તણા આધાર, દયાનીધી ઈશ્વર દુઃખ હર;
ઉદ્ભવ લય કરનાર, અજીત અચળ અજરામર;
સકળ વસ્તુ દાતાર, અનાદી જગજન પરવર;
રાધનપુર પતી બાબી-કુંવર, શ્રી બીસમીલ્લાખાન પર;
આપીને પુત્ર શાણો ચતુર, રાખો કરૂણાની નજર. ૬૦




ચોકીબન્ધ

## સવૈયો.

નવી નવી વાત પ્રજાહીત માટ પ્રભુ ચીતમાં ભરશો દીનદીન.
ન દીન દીસો જનકો પ્રગણે, કરજો બલહીન અરીજર હીન.
નહીં રજરીસ ધરો કોઈ કાળ દઈ સગુણી સુતતીવૃ પ્રવિન.
નવી પ્રવૃતી ધરી બીસમીલ્લાહ, પ્રસીદ્ધ થજો શુભવાવી નવીન. ૬૧


वीनवी नरेश आल
आरीरे नवी नवी
धीर हुं म्हुं नीदान
दानी हुं म्हुं रवी.
धीरधार धी अजूजी.
भूम धीर धारवी.
धीसवी अरीक नाहीं
ना अरीक दीसवी. ५२
चामरछंद.
त्रिशूळबंध.

## વૃક્ષ પ્રબંધ કવિત. (૧)

પ્રીત ન્યાય સાથે કરો, ન્યાય સત્ય શોધી કહાડી;
સત્ય ધરે ચિત્તે કદી ધરે નહી કુડને.
નહી ડરે દુષ્ટથકી, ડરે એક ઈશ્વરથી,
એક દૈવ માનીને, સદૈવ સ્મૃરે એમને;
સ્મરે નીતી સર્વદા, કુનીતી તજી બીસમીલ્લા,
તજી દુષ્ટ રીતી નરે' દુષ્ટ જનની કને;
જન શ્રેષ્ટ સોબતમાં શ્રેષ્ટ આપે અંતે સલા,
આપે મુએ માગ્યું કહું મુએ પ્રભુ હું તને. ૬૩

## વૃક્ષ પ્રબંધ (૨)

આપનું જગતમાં સુનામ વધો નામ વધો,
આયુષ ને સુજશ તમામ વધો મામ વધો;
સુનીતી ઊરે વસી સુહામ વધો હામ વધો,
સુખના સમુદ્ર ગુણ ગ્રામ વધો ગ્રામ વધો;
બીસમીલ્લા ખાનને આરામ વધો રામ વધો,
બીસમીલ્લા સાહ્ય આહુંજામ વધો જામ વધો;
રાજ લાજ ઈજત સુદામ વધો દામ વધો,
રાત દીન ભક્તીમાંહે હામ વધો હામ વધો. ૬૪



## કેતકી પ્રબંધ.

### મનહર છંદ.

જોરાવર નામ જેનું,
જોરાવર કામ જેનું;
જોરાવર વંડા સૂત,
જોરાવર ખાનના.
કુલના પ્રકાશ કાર,
કુલના પ્રતી પાલક;
હરતા અનંત કષ્ટ,
હરતા અજ્ઞાનના.
નવીન વીચાર કરી,
નવી નવી યુકતી સરી;
કરતા સુખો પ્રજાનાં,
કરતા સુદાંનના.
સરસ વિવેક બુદ્ધિ,
સરસ વિનોદ વાત;
બીસમીલ્લા સાહ્યકારી,
બીસમીલ્લા ખાનના. ૬૫

## મનહરછંદ અથવા કવિત.

ચીરંજીવી કયું બાળ[1]? કેવી પદ્વી પામો આપ[2]? ૧બી મા
રક્ષક હમેશ[3] કોણ! વિશ્વેશુ વધ્યા[4] કરે ? ૨સ હા
ચલાવેછે કેવું[5] રાજ? તને રોગ ક્યાં[6] ન રહે? ૩મી રા
સ્થીતી રૂપી સુર્ય કયે કાળ સ્થિર થૈ [7]ઠરે? ૪લા જ
રાધનપુરીના ભૂપ[8] શ્રીમંત નવાબ થકી ૫ખા સુ
અરી રાજ દ્રોહી દુષ્ટ ચિત્ત શી સ્થીતી ધરે ? ૬ન ખે
"બીસમીલ્લાખાન બાબી" "મહારાજ સુખે રહે" ૭બા ર
ઉત્તર અનંત ઉભી લીટી બેઉ ઉચરે ૯૯ ૮બી હે

## અંતરલાપીકા.

**શ્રી** કરે ખજાને ખાસ, ઉત્તમ અખંડ વાસ;
**બી**ક ધાક સોચ ત્રાસ, **મ**નમાં અરી ધરો.
**સ**ર્વ આધી બાધી દુઃખ, રહે પ્રાંતથી વિમુખ;
**મી**ત્ર પ્રજા તણું સુખ, ધીરથી સદા કરો.
**લા**ભ સર્વ વાને થાય, **ની**ર્મળ અપાય ન્યાય;
**ખા**લી અરી શ્રમો જાય, **તી**ર્થ રૂપ થૈ ઠરો.
**ન**ગ્રમાંહે ઘેર ઘેર, વધો હર્ષ લીલા લ્હેર;
**જી**વપતી! રાખી એર, ધોખો ક્લેશ સંહરો. ૯૭
**રા**ખી પ્રજા સાથે પ્રીત, રક્ષા કરો ચહી હીત;
**ધ**ર્મ માંહે નીત નીત્ય, હેત બહુ ધારજો.
**ન**ડે નહીં કો વીપતી, **સુ**ધરે હમેશ મતી;
**પુ**ર્ણ થાય આશા બધી, **રે** કારો વીદારજો.
**ર**સીક ગુણી સપુત, **સ**તાયુષી પામો આપ;

નામના વધારી ભારી, સઘળે પ્રસારજો.
રાજ લાજ વધો રોજ, હામ ઠામ માણો મોજ;
યજમાંન ખરીખંતે, યશને વધારજો. ૬૮

**અંતર્ગત દોહરો.**

શ્રી બીસમીલાખાનજી, રાધનપુરના રાય;
ઉમર ધી નીતી વધો, રહે સુરેસ સહાય. ૬૯

